# પ્રસ્તાવના

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

## ઇસ્લામ દયા અને કૃપા શીખવાડે છે :

કુર્આન તો ન્યાય, લાગણી, હુંફ અને સભાનતા ઉપર ભાર આપે છે. લાગણી અને રહેમદીલી ઈસ્લામી વિચારધારાનું કેન્દ્રબિંદુ છે. કુર્આનના પ્રત્યેક પ્રકરણો અલ્લાહના દયાળુ અને કૃપાળુ હોવાની જાહેરાત કરીને બિસ્મિલ્લાહિર્રમાનિર્રહીમથી શરૂ થાય છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું એક પ્રખ્યાત હદીષ (કથન) છે કે 'તમે પૃથ્વીલોક ઉપર દયા કરો, આસમાનવાળો તમારી ઉપર દયા કરશે.'

કુર્આનમાં છે કે 'મુહંમદ સલ. સમગ્ર સૃષ્ટિ માટે રહેમત (કૃપાળુ) બનીને આવ્યા હતા' (૨૧/૧૦૭)

આમ, આ રીતે ઈસ્લામ એ દયા, કૃપા, ન્યાય, સભાનતા અને લાગણીના પાયાઓ ઉપર રચાયેલો ધર્મ છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના સાથીઓને આ જ બાબતોનું શિક્ષણ આપેલું છે. એ જ પ્રમાણે પ્રત્યેક મુસ્લિમ આલિમ પોતાના વિદ્યાર્થીને શીખવાડે છે કે, અન્યો સાથે ન્યાયથી વર્તો. લાગણી અને દયા–ભાવના રાખો તથા ઈસ્લામના મૂળભૂત સિદ્ધાંતોને મજબુતીથી વળગી રહો.

ઈસ્લામ ફક્ત મુસલમાનો સાથે દયા–ભાવના રાખવાનો હુકમ નથી આપતો. બલ્કે, તે અન્ય ધર્મીઓના દુ:ખદર્દ તથા મુશીબતો અને પરેશાનીઓમાં સહાયરૂપ થવા અને મજલૂમ – કચડાયેલા વર્ગના વહારે ધાવાની પણ શીખમાણ આપે છે. કચડાયેલા વંચિત દશામાં જીવતા લોકોને સહાય કરવા અને તેમને અન્યાયમાંથી મુક્તિ અપાવવા માટે ઈસ્લામ પોતાના અનુયાયીઓને શીખવાડે છે. પોતાની

આશ–પડોશમાં રહેતા લોકો ભલે તે મુસલમાન હોય કે ગેરમુસ્લિમ, જો ભૂખ્યા રહેશે તો તેનો જવાબ મુસલમાનોએ અલ્લાહને આપવાનો રહેશે એમ ઈસ્લામનો આદેશ છે. બલ્કે, એક હદીષ પ્રમાણે જે મુસલમાનનો પડોશી ભૂખ્યો સૂઈ જાય છે અને પોતે ભરપેટ જમે છે તો એવી જગ્યાએ ફરિશ્તાઓ વાસ નથી કરતા.

ઈસ્લામ સહિત પ્રત્યેક ધર્મો દરેક પ્રકારના અન્યાયી આક્રમણ અને જુલ્મી હુમલાઓને ધિક્કારે છે અને આ આતંકવાદીઓને સમાજ વિરોધી ગણે છે. તેમના આવા જુલ્મી આક્રમણોથી ઈસ્લામને કે જે તે ધર્મને જવાબદાર ગણી શકાય નહિં, પરંતુ આવું ગાંડપણ કરનાર લોકો જ તેના માટે દોષી અને જવાબદાર છે. માટે કોઈપણ ડાહ્યા અને સમજદાર વ્યક્તિ માટે એ સમજવું મુશ્કેલ નહિં હોય કે અમુક મુઠ્ઠીભર લોકોની મૂર્ખતાના કારણે સમગ્ર ધર્મ અને તેના સિદ્ધાંતોને ખોટા તેમજ જુલ્મી ઠેરવવામાં આવે.

આજે કેટલાક નફરત ફેલાવનાર તકવાદીઓ એમની ઝેરીલી શૈલીમાં ઈસ્લામને બદનામ કરવા તરેહ તરેહનો અપપ્રચાર કરે છે. આવા માર્ગ ભટકેલા માટે અત્યંત સહાનુભૂતિ પૂર્વકની કોઈ યોજના બનાવી તેમને મુખ્ય પ્રવાહમાં લાવવાના પ્રમાણિક પ્રયત્નો કરવાની જરૂર છે.

આતંકવાદી કોઈપણ ધર્મથી સંબંધ ધરાવતો હોય દરેકને માટે આ સમાન સિદ્ધાંત લાગુ પડે છે. ઈસ્લામ કોઈ આક્રમણકારી ધર્મ નથી કે તેના અનુયાયીઓ આતંકવાદનો માર્ગ અપનાવે.

આજે સમગ્ર જગતમાં મુસલમાન નથી એવા સેંકડો ગૃપો જે તે દેશની સરકારની જુલ્મી અને અન્યાયી પોલીસીઓના અને અધિકારોના હનનને કારણે હિંસાનો માર્ગ અપનાવે છે, અમારા મતે આ બાબત કોઈપણ રીતે ન્યાયોચિત ન જ કહી શકાય, છતાં આવી

હિંસાના કારણોનો પણ અભ્યાસ કરી તેને પ્રમાણિકપણે નાબુદ કરવાની કોઈ ચોક્કસ યોજના બનાવવી એ જ તેનો સાચો માર્ગ છે. ફક્ત હાથમાં મળેલી તક સમજી તેના દ્વારા પોતાના વિરોધી ધર્મના લોકોને અથવા ધર્મને બદનામ કરી જનમાનસનું તેમના પ્રત્યે અથવા તેમના ધર્મ પ્રત્યે નફરત અને ધિક્કારની લાગણી વ્યક્ત કરવી કોઈપણ રીતે વ્યાજબી નથી.

ઈસ્લામ સ્વતંત્રતા, ન્યાય, શિક્ષણના અધિકાર, સામાજિક જવાબદારીઓ શીખવાડે છે. સી.આઈ.એ.ના ભૂતપૂર્વ વાઈસ ચેરમેન ગ્રેહામ ફુલર લખે છે કે "જો તમે મુસ્લિમ દુનિયાનો પ્રવાસ કરો તો તમને તેઓ ખૂબ જ માન–સન્માન આપનાર નજરે પડશે. મુસલમાનો માનવીય મૂલ્યોનું સારી રીતે જતન કરે છે પરંતુ તેમનામાં એક પ્રકારનું નાસીપાસપણું પણ જોવા મળે છે, જે મુસલમાનો પ્રત્યે અન્ય લોકોના ડબલ સ્ટાન્ડર્ડ અને ખોટી પોલીસીઓના કારણે છે. પશ્ચિમના લોકો પણ માનવીય મૂલ્યોમાં માને છે પરંતુ તેની સીમા તેઓ ફક્ત પોતાના દેશની સીમા સુધી સિમીત રાખે છે અને તે જ બધી મુશીબતોની જડ છે."

ઈસ્લામ એવું કહેવા માટે સમર્થ છે કે આતંકવાદ એ ઈસ્લામ નથી. ઈસ્લામના નામે અન્યાયી રીતે નિર્દોષ લોકો ઉપર હુમલા કરવા અને તેમના જાન અને માલને નુકશાન પહોંચાડવું એ સદંતર ઈસ્લામ વિરોધી કૃત્ય છે. ઈસ્લામ ક્યારેય નિર્દોષ લોકો ઉપર કોઈપણ સંજોગોમાં કોઈપણ હેતુપૂર્તિ માટે હુમલો કરવાની રજા આપતો નથી. ઈસ્લામ હંમેશા આતંકવાદ અને આતંકવાદીઓને ધિક્કારે છે જેમકે, કુર્આન પોતે ફરમાવે છે,

"અમે તમને મધ્યમ માર્ગી બનાવ્યા છે."

## ગેરસમજ કેમ ?

ઈસ્લામ શાંતિનો ધર્મનો છે તો પછી આવો શાંતિપૂર્ણ અને સન્માનનીય ધર્મ; ભય, યુદ્ધ અને આતંકવાદના નામે શા માટે બદનામ થઈ રહ્યો છે.

જવાબ છે કે અમુક વૈશ્વિક કે સ્થાનિક પરિબળો એવા છે જેઓ તેમનો રાજકીય કે આર્થિક અન્ય સ્વાર્થ સાધવા ખાતર ઈસ્લામને વગોવીને અને મુસલમાનોને રંજાડીને આંતક પ્રતિ એમની ચડામણી કરે છે, પછી બદનામ કરે છે. જેમ કે પાછલા દિવસોમાં ફ્રાન્સ ખાતે ફાટી નીકળેલી હિંસા આનું ચોખ્ખું ઉદાહરણ છે.

એવી જ રીતે ઘણી જગ્યાએ અધિકાર ખાતરની લડાઈને પણ આતંકનું નામ આપી દેવામાં આવે છે. પલેસ્ટાઈનમાં આ જ બાબત તો મહત્વની છે.

બીજી તરફ અમુક સ્થાપિત હિતો દ્વારા કુર્આન અને સુન્નતનું ખોટું અર્થઘટન થઈ રહ્યું છે, અને તેઓ ઈસ્લામનો સહારો લઈ ક્યારેક પોતાના રાજકીય હિતો તો ક્યારેક સામાજિક અથવા આર્થિક હિતો પૂર્ણ કરવા ઈસ્લામનો તેમજ કુર્આન – સુન્નતના નામે હથિયારો ઉઠાવે છે. જો કે એમને પણ ઉપર જણાવેલ તત્વો જ બહાના પૂરા પાડે છે.

માટે જ આવશ્યક છે કે આ બન્ને વિઘ્નકારી તત્વોની વાતો પર ધ્યાન આપવાના બદલે ઈસ્લામના સાચા સિદ્ધાંતો અને માનવતાના પથદર્શક હઝરત મુહંમદ મુસ્તુફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જીવન ચરિત્રનો અભ્યાસ કરવામાં આવે.

## આતંકવાદ અને જિહાદ :

વિશ્વ આખું આતંકના નામથી થરથરી રહયું છે, પણ આતંકવાદ શું છે ? કોણ કરે છે ? શા માટે કરે છે ? તે હજુ સુધી સ્પષ્ટ નથી,

આતંક ક્યાં છે ? એ પણ સ્પષ્ટ નથી ! અમેરિકામાં ? ના, ત્યાં તો શાંતિ છે, ઈંગ્લાંડ અને યુરોપમાં ? ના, ત્યાં પણ શાંતિ છે, તો પછી ક્યાં છે ? ઈરાકમાં, અફગાનિસ્તાનમાં, સુદાનમાં, પેલેસ્ટાઈનમાં,

આ આતંકથી કોણ મરે છે ? ઈરાકીઓ જ, અફગાનીઓ જ,

કોણ મારે છે ? ત્યાં ઉપસ્થિત વિશ્વસત્તાઓનું લશ્કર.

લ્યો હવે જવાબ સરળ છે કે આતંકવાદ શેનું નામ છે.

જો અધિકારોની લડાઈ આતંક છે તો એને કચડવી એનાથી મોટો આતંક છે. ઈસ્લામ કંઈ લડાઈનો ધર્મ નથી કે મુસલમાનોને એમજ લડવાનો આદેશ આપે. હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના સાથીઓને અંતિમવાદી બનવાથી રોક્યા છે.

આતંકવાદ આપમેળે ઈસ્લામ વિરોધી કૃત્ય છે, જે કોઈ પણ તેને ન્યાયોચિત ઠેરવવાનો પ્રયાસ કરે છે તેઓ નિર્દોષ લોકોના લોહી વહાવવાના એટલા જ જવાબદાર છે જેટલા કે આતંકવાદીઓ. આતંકવાદીઓના આ ધૃણાષ્પદ અને અનૈતિક ગુનાહો તથા અન્યાય અને સમાજ વિરોધી પ્રવૃત્તિઓને પ્રોત્સાહન આપનારાઓ તેમના ભાગીદાર જ છે, ભલે પછી તે પ્રોત્સાહન આપવાની પદ્ધતિ નકારાત્મક રીતે પણ કેમ ન હોય. જેમકે, આ માર્ગ ભુલેલા ગૃપો વધુ ઉશ્કેરાય અને તેઓ વધારે ગુસ્સે થઈ બમણા વેગથી બદલો લેવાની કાર્યવાહી કરે તેવો મિડીયા દ્વારા વાણી સ્વતંત્રતાના નામે અપપ્રચાર કરવામાં આવે, તે પણ એક રીતે આતંકવાદને પ્રોત્સાહન આપવા બરાબર પ્રવૃત્તિ ગણાય.

જેમ કે સલમાન રૂશ્દી અને તસ્લીમા નસરીન જેવા લેખકો અને કેટલાક કાર્ટુનિષ્ટો દ્વારા ઈસ્લામના મહાન પયગંબર હઝરત મુહંમદ મસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિશે એલફેલ બકવાસ અને કાર્ટુનો દોરવા વગેરેની પ્રવૃત્તિઓ આવા ગૃપો માટે એમના રાજકીય એજંડાઓ તથા પોતે નક્કી કરેલા હેતુઓને પૂર્ણ કરવા એક બહાનું પૂરું

પાડે છે. એટલે આવા લેખકો કે કાર્ટુનિષ્ટો તથા તેમને પ્રોત્સાહન આપનારી સરકારો કે સમાજો પણ એક રીતે આતંકવાદી જ ગણાય.

જિહાદ એ એક અત્યંત પવિત્ર અને હકારાત્મક સિદ્ધાંત છે. સૌથી ઊંચો જિહાદ ''ફિલનફસ'' છે. એટલે કે સૌ પ્રથમ લડાઈ પોતાની મનેચ્છાઓ અને પોતાની જાત સાથે છે. વ્યક્તિ પોતે તમામ પ્રકારની દુરાચારી પ્રવૃત્તિઓથી અલગ રહે તેનું નામ જિહાદ ફિલનફસ છે એટલે જ તેને મોટો જિહાદ કહેવામાં આવ્યો છે. જિહાદનો અર્થ એ નથી કે જુલ્મી અને અન્યાયી રીતે નિર્દોષો ઉપર અત્યાચાર કરી તેમને જાન–માલનું નુકશાન પહોંચાડવું, તેમના નાગરિક અધિકારોને ખતમ કરી દેવું, પ્રાણીઓને તેમજ કુદરતી સંશાધનોને નુકશાન પહોંચાડવું, વગેરે.. આવા કૃત્યો કોઈ રીતે જિહાદ નથી. બલ્કે, જિહાદ હંમેશા સ્વરક્ષણ હેતુ માટે ખૂબ જ આકરી શરતોને આધીન રહીને અમુક ખાસ પરિસ્થિતિઓમાં જ હેતુપૂર્તિ થવાના સિમિત સમય સુધી જ માન્ય ઠેરવવામાં આવ્યો છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક યુદ્ધથી પાછા ફરતી વખતે એવું કહ્યું હતું કે, “શ્રેષ્ઠ જિહાદ આ છે કે માણસ અલ્લાહ તઆલા વિશેના શિક્ષણને પ્રાપ્ત કરવામાં કોઈકની મદદ કરે.” બીજે ઠેકાણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક લડાઈથી પાછા ફરતી વખતે ફરમાવ્યું, “આપણે નાના જિહાદ તરફથી મોટા જિહાદ તરફ જઈ રહ્યા છે.” (એટલે કે પોતાની જાત સાથેના સંઘર્ષ તરફ.)

પયગંબર સાહેબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દ્વારા સશસ્ત્ર લડાઈથી પાછા ફરતી વેળા આવા સૂચનો કરવા એ જ ઘણું બધું કહી જાય છે.

## વિવિધ આતંકવાદી સંગઠનો :

સદીઓથી આતંકવાદનો કાળમુખો નાગ સમાજ વિરોધી

પ્રવૃત્તિઓ દ્વારા સભ્યસમાજને ડસી રહ્યો છે. પોતાના નક્કી કરેલા રાજકીય અથવા સામાજિક અને આર્થિક હેતુઓને સિદ્ધ કરવા માટે જુદા–જુદા નામે દુનિયાના દરેક દેશોમાં આતંકવાદી સંગઠનો જન્મ લેતા હોય છે. ક્યારેક તેઓ માઓવાદીઓ કે નક્સલવાદીઓના સ્વરૂપે હોય છે તો ક્યારેક તેઓ નાઝીઓ અને ફાસિસ્ટો સ્વરૂપે હોય છે તો ક્યારેક તેઓ વિસ્તારવાદી કે સંસ્થાનવાદીઓના સ્વરૂપે રાજકીય આતંકવાદ ફેલાવે છે તો ક્યારેક કોઈ એક ધર્મને ખતમ કરવાની નેમ સાથે ક્રુજેડર્સ સ્વરૂપે સામે આવે છે. વળી, ક્યારેક તેઓ જાતિવાદ અને રાષ્ટ્રવાદના હુલામણા નામે પોતાનાથી ભિન્ન જાતિને દેશ વિરોધી હોવાનું લેબલ લગાવીને આતંકવાદ પ્રસરાવે છે. આમ, આતંકવાદના ચહેરા બહુરૂપીની જેમ અસંખ્ય ચહેરા–મહોરા ધરાવે છે.

જેમકે અમેરિકામાં કે.કે.કે. નામનું જાતિવાદી સંગઠન, યુરોપમાં આર.એ.એફ. અને આઈ.આર.એ., જર્મનીમાં નિઓ નાઝી સંગઠન, સ્પેનમાં ઈ.ટી.એ., ઈટાલીમાં રેડ બ્રિગેડ, ભારતમાં માઓઈસ્ટ અને નક્સલાઈટ્સ તથા કહેવાતા ઈસ્લામિક અને હિન્દુ રેડિકલ ગૃપો, શ્રીલંકામાં એલ.ટી.ટી.ઈ. અને જે.વી.પી. વગેરે

આ રીતે જગતભરમાં પોતાના રાજકીય અથવા આર્થિક રોટલા શેકવા માટે નિર્દોષોનું લોહી વહાવનારા નરાધમોની કોઈ કમી નથી, પરંતુ અફસોસની વાત એ છે કે આજે આખી દુનિયાના યહૂદી મિડીયા અને તેના પ્રભાવ હેઠળના લોકલ મિડીયા દ્વારા ફક્ત કહેવાતા મુસલમાન આતંકવાદી સંગઠનોને કે જેમને ઈસ્લામ કે મુસલમાનો સાથે કોઈ લેવા–દેવા નથી, તેમની પ્રવૃતિઓને ઈસ્લામિક આતંકવાદ કહી સમગ્ર ઈસ્લામને અને મુસલમાનોને આતંકવાદી ચિતરવામાં આવે છે અને માનવતાના વિરોધીઓ એવા સેંકડો હજારો સંગઠનોને કે તેમની પ્રવૃત્તિઓને મિડીયા દ્વારા સંપૂર્ણ બ્લેક આઉટ કરવામાં આવે છે.

શ્રીલંકાના એલ.ટી.ટી.ઈ. દ્વારા શ્રીલંકાના અને ભારતના ભૂતપૂર્વ વડાપ્રધાનોની હત્યા કરવાના બનાવો બન્યા છે અને આજે પણ શ્રીલંકામાં તેઓ કાળો કેર વર્તાવી રહ્યા છે, પરંતુ તેમની મિડીયા દ્વારા નોંધ સુદ્ધાં લેવાતી નથી.

પી.ડબ્લ્યુ.જી. દ્વારા ભારતના ૧૬ જેટલા રાજ્યોમાં સશસ્ત્ર આક્રમણો રોજની વાત છે, પરંતુ તેને ક્યારેય કોઈ ધર્મનું નામ આપવામાં આવતું નથી.

અફસોસ તો એ વાતનો છે કે કોઈ નાની ઘટનામાં જો કોઈ મુસલમાન સંડોવાયો હોય તો તેને અલાઉદ્દીનનો ચિરાગ હાથ લાગી ગયો હોય તે રીતે મિડીયા દ્વારા અપપ્રચાર કરીને સમગ્ર ઈસ્લામ અને આખી મુસ્લિમ કોમને બદનામ કરવાની ચેષ્ટા કરવામાં આવે છે અને તેમના પ્રત્યે જનસમૂહમાં ધિક્કાર અને નફરત ફેલાવવાના કાયરતાપૂર્ણ પ્રયાસો આદરવામાં આવે છે.

તમે ક્યારેય હિન્દુ આતંકવાદ, ક્રિશ્ચિયન આતંકવાદ, યહૂદી આતંકવાદ, બૌદ્ધ આતંકવાદ કે શીખ આતંકવાદ નામ નહિં સાંભળો, પરંતુ તમે મિડીયા દ્વારા પ્રચલિત કરાયેલા શબ્દ ઈસ્લામિક આતંકવાદ જરૂર વારંવાર સાંભળશો. મારા મતે આવું વલણ પણ એક રીતે કહેવાતા ઈસ્લામિક આતંકવાદીઓને સાચા ઈસ્લામ અને સાચા મુસલમાનોથી અલગ–ઠલગ કરવાના ઈસ્લામિક અને મુસ્લિમ ધાર્મિક સંગઠનોના નેતાઓ અને આગેવાનોના પ્રમાણિક પ્રયાસોને ધોઈ નાંખે છે. જો સ્થાપિત હિતો અને મિડીયા દ્વારા આવો પ્રચાર ન કરવામાં આવે તો ચોક્કસ ઈસ્લામનું નામ લઈને નિર્દોષોને રંજાડતા તેમનું લોહી વહાવતા તેમના જાન–માલનું નુકશાન પહોંચાડનાર આતંકવાદીઓને મુસલમાન ધર્મગુરૂઓ અને આગેવાનો જ બહિષ્કાર કરી એવી રીતે અલગ–ઠલગ કરી દેશે કે સામાન્ય મુસલમાન પણ તેમને પોતાનો

હિમાયતી અને હમદર્દ હોવાની છાપ પોતાના દિમાગોમાંથી ભુંસી શકશે, પરંતુ આ બાબતે સૌથી મોટો અંતરાય હોય તો મનમાં મેલી મુરાદ રાખી આતંકવાદીઓનું બહાનું લઈ ઈસ્લામને અને સમગ્ર મુસ્લિમ જાતિ પ્રત્યે ધિક્કાર ફેલાવનાર સંગઠનો અને તેમના મળતિયા મિડીયા તત્વો છે.

જો જગતમાં શાંતિ અને સલામતી માટેના પ્રમાણિક પ્રયાસો આદરવામાં આવે તો ઈસ્લામિક ધર્મગુરૂઓ સદા આવા પ્રયાસોને ચોકકસ રીતે આવકારે છે અને તન–મન–ધનથી તેનો સહકાર આપવા તત્પર છે.

અહમદ યાકૂબ પટેલ,
પમુખ, મજલિસે તહફફુજે મદારિસે ગુજરાત.

## ઇસ્લામિક ચારિત્ર્ય : શાંતિ અને સલામતિનો સ્ત્રોત

કેટલાક સંગઠનો ઈસ્લામના નામે પોતાના સ્થાપિત હિતોની હેતુપૂર્તિ માટે જે કંઈ પણ કૃત્ય કરે છે તે તેમનું ઈસ્લામ ધર્મનું ખોટું અર્થઘટન છે. ઈસ્લામને આવા સંગઠનોના કરતુતોથી ઓળખવો ન જોઈએ, તેમનું ઉદાહરણ લઈ ઈસ્લામને સમજી શકાતો નથી. કારણ કે તેઓ પોતે માર્ગ ભટકેલા લોકો છે. ઈસ્લામને તેમની પ્રવૃત્તિઓથી સ્નાન સુતકનોય સંબંધ નથી, ઈસ્લામને સમજવો હોય તો તેના પવિત્ર આકાશી પુસ્તકનો અભ્યાસ તથા ઈસ્લામના પયગંબર મુહંમદ સલ.ના જીવન ચરિત્રનો ગહનતાપૂર્વક અભ્યાસ કરવો જોઈએ.

ઈસ્લામના કુર્આન અને સુન્નતના પવિત્ર સ્ત્રોતો નિતિમત્તા, હુંફ, લાગણી, બલિદાન, સહનશીલતા અને શાંતિ છે. જે સાચો મુસલમાન છે તે હંમેશા વિનમ્ર, ન્યાયી, સહનશીલ અને આત્મીય ભાવવાળો હશે તથા અન્યોની કાળજી લેનારો હશે, તે હંમેશા પ્રેમ, સન્માન, એકતા અને પ્રગતિનો પ્રચારક હશે.

## ઇસ્લામ શાંતિનો ધર્મ છે :

આતંકવાદનો અર્થ એ છે કે, કોઈ વ્યક્તિ અથવા સંગઠન નિર્દોષ લોકોનું પોતાના ધ્યેયને પાર પાડવા માટે લોહી વહાવે, તેમના જાન–માલ અને ઈજ્જત–આબરૂને બરબાદ કરે, પોતાની વાત મનાવવા માટે અન્યાયી પદ્ધતિઓ અને અત્યાચારી પ્રસ્તાવોનો ઉપયોગ કરી હિંસા આદરે તથા જે લોકોને તેમની સાથે થયેલા અન્યાય કે કાર્યોથી કોઈ લેવા–દેવા નથી તેવા નિર્દોષ લોકોને હિંસાનો ભોગ બનાવે, આ છે આતંકવાદ છે. ભલે આવું મુસલમાન કરતો હોય કે અન્ય કોઈ. કોઈ વ્યક્તિ કરતો હોય કે સંગઠન, કોઈ જાતિ દ્વારા કે

સરકાર દ્વારા આવી હિંસા આચરવામાં આવતી હોય કે પછી અમુક રાષ્ટ્રોના સંગઠન બનાવીને આવું થતું હોય. આ બધા જ માર્ગો આતંકવાદના છે. ઈસ્લામ આવા અન્યાયી અને જુલ્મી હિંસા અને અત્યાચારને ક્યારેય માન્યતા પ્રદાન નથી કરતો બલ્કે, તેને સમગ્ર માનવજાત સામે આચરવામાં આવેલ અપરાધ તરીકે ગણે છે. જેમકે, હિટલર અને સ્ટાલીને આચરેલી હિંસા એ માનવતા વિરૂદ્ધ એક ભયંકર અને ઘોર અપરાધ હતો. ઈસ્લામ આતંકવાદના આ સ્વરૂપનો હંમેશા અસ્વિકાર કરે છે અને તેની ઘોર શબ્દોમાં નિંદા કરે છે.

કુર્આન અલ્લાહ તઆલાએ લોકો ખાતર સત્ય માર્ગના પથદર્શન માટે માનવજાતને આપેલી ભેટ છે. અલ્લાહ તઆલાએ તેમાં મનુષ્યને નિતિવાન બનવાનો હુકમ આપ્યો છે અને આ નિતિમત્તા પ્રેમ, લાગણી, સહનશીલતા, દયા, કૃપા, કરુણા અને શાંતિ તથા અન્યોની સલામતી ઉપર અવલંબિત છે. ઈસ્લામનો શાબ્દિક અર્થ "શાંતિ" થાય છે. અલ્લાહે મનુષ્ય જાતિ માટે ઈસ્લામ નામનો શાંતિ અને સલામતીનો સાચો માર્ગ હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દ્વારા આ જગતને બતાવી દીધો છે. સૂરએ બકરહની ૨૦૮ નંબરની આયતમાં અલ્લાહ તઆલા ઈમાનવાળાઓ (અલ્લાહ પર અને તેના આદેશો , એટલે કે ઈસ્લામ ધર્મમાં આસ્થા ધરાવનાર)ને કહે છે,

> *"હે ઈમાનવાળાઓ ! ઈસ્લામ (શાંતિ)માં પૂરેપૂરા પ્રવેશ પામી જાઓ. શયતાનના પગલે ન ચાલો, તે તમારો ખુલ્લો દુશ્મન છે."*
>
> *(સૂરએ બકરહ : ૨૦૮)*

આ આયતથી સ્પષ્ટ થાય છે કે સલામતી અને શાંતિ ઈસ્લામમાં પૂરેપૂરા પ્રવેશ પામવાથી જ પ્રાપ્ત થાય છે. જે ઈમાનવાળાઓ છે તેમણે કુર્આન અને સુન્નત પર સંપૂર્ણ અમલ વડે જ શાંતિ પ્રાપ્ત કરવી

જોઈએ. કુર્આન મુસલમાનોને જવાબદારી આપે છે કે જ્યાં પણ જે કોઈ પણ મુસલમાન હોય કે બિનમુસ્લિમ તેમની સાથે વિનમ્રતાથી, ન્યાયથી વર્તન કરો. અત્યાચાર સહન કરી રહેલા કચડાયેલા અને દુભાયેલા લોકોની વહારે જાઓ. પૃથ્વી ઉપર અન્યાયી હિંસા ન આચરો, નિર્દોષોને ન રંજાડો તથા ભય અને ત્રાસનું વાતારણ ઉભું ન કરો, પૃથ્વી ઉપર ભ્રષ્ટાચાર ન ફેલાવો. જેમકે અલ્લાહ કહે છે,

*"અલ્લાહ ફસાદ પસંદ કરતો નથી." (કુર્આન–સૂરએ બકરહ : ૨૦૫)*

ઈસ્લામ નિર્દોષના લોહી વહાવવાને ક્યારેય ન્યાયોચિત ઠેરવતો નથી. એક નિર્દોષ માણસની હત્યા કરવાને ઈસ્લામે સમગ્ર માનવજાતની હત્યા સમાન કૃત્ય લેખાવ્યું છે. કુર્આન આ બાબતે સ્પષ્ટ આદેશ આપે છે,

*"......કોઈને નાહક મારી નાંખે તો જાણે તેણે બધા માણસોને મારી નાંખ્યા અને જેણે કોઈ જીવ બચાવ્યો તો તેણે બધા માણસોને બચાવી લીધા; તેમની પાસે અમારા રસુલો સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા, તે પછી પણ તેમનામાં ઘણા લોકો દુનિયામાં જુલમ કરતા રહ્યા."*

*(સૂરએ માઈદહ : ૩૨)*

જેમકે ઉપરોક્ત આયતમાં કુર્આન ખુલ્લા શબ્દોમાં સ્પષ્ટ કરે છે કે જો કોઈ વ્યક્તિ કોઈ એકાદ માણસની પણ નાહક એટલે કે કોઈપણ જાતના ગુનાહ વિના હત્યા કરે છે તો તેણે જાણે સમગ્ર માનવજાતની હત્યા કરી હોય તેવું અધમ કૃત્ય આચરેલું લેખાશે. એવી જ રીતે જો કોઈ વ્યક્તિ કોઈ એકાદ નિર્દોષ માણસની હત્યા રોકશે તો જાણે તેણે સમગ્ર માનવજાતને બચાવી લીધી હોય એટલું મહાન અને શ્રેષ્ઠ કૃત્ય

કર્યું સમજવામાં આવશે.

એટલા માટે નિર્દોષ લોકોની હત્યા કરવી, જુલ્મી આક્રમણો અને સામૂહિક હત્યાકાંડો કરવા એ આતંકવાદનું વરવું સ્વરૂપ છે. તેનો કોઈપણ રીતે બચાવ કરવાનો સવાલ જ પેદા નથી થતો. અલ્લાહ તઆલા આવા આતંકવાદીઓને કયામતના દિવસે તેમના ક્રુરતાપૂર્ણ અને માનવતા વિરૂદ્ધના કાયરતાપૂર્ણ આક્રમણોના બદલામાં ભયંકર શિક્ષા કરશે. જેમકે, કુર્આનમાં અલ્લાહ ફરમાવે છે,

> *"આક્ષેપ તો તે લોકો ઉપર છે જેઓ મનુષ્યો ઉપર અત્યાચાર આચરે છે અને પૃથ્વી ઉપર અનઅધિકૃત બળવો કરે છે, આવા લોકો માટે સખત શિક્ષા છે."*
>
> *(કુર્આન–સૂરએ શુરા : ૪૨)*

ઉપરોક્ત બધી આયતોમાં સંગઠિત અન્યાયી હિંસા અને નિર્દોષ લોકો ઉપર કરાયેલા અત્યાચાર અને જુલ્મી આક્રમણોને ઈસ્લામ વિરોધી કૃત્ય ગણાવવામાં આવ્યું છે. મુસલમાનો અથવા બિનમુસ્લિમો જે કોઈ પણ આવા કૃત્યો આચરશે તેઓ માનવતા વિરોધી, સમાજ વિરોધી આતંકવાદીઓ છે અને ઈસ્લામે મુસલમાનોને આવા લોકોને જેર કરવાની જવાબદારી સોંપેલ છે તથા તેમના ષડયંત્રકારી ફિત્નાઓને ડામવાનો હુકમ આપ્યો છે. ઈસ્લામ ક્યારેય ત્રાસ અને ભય ફેલાવતા આતંકવાદીઓ સાથે હાથ ન મેળવી શકે તો પછી તેને ન્યાયોચિત ઠેરવવાની કે પ્રોત્સાહન આપવાનો સવાલ જ પેદા નથી થતો. બલ્કે, ઈસ્લામ તો આવા માનવતા વિરોધી અત્યાચારીઓને ડામવા મુસલમાનોને હાકલ કરે છે.

## ***અલ્લાહ કાયર અને બર્બર આક્રમણકારીઓને ધિક્કારે છે :***

અલ્લાહ દુષ્ટ, દુરાચારી, ક્રુર અને હિંસક માનસિકતા ધરાવાતા

અત્યાચારીઓના કાયરતાપૂર્ણ સમાજ વિરોધી અસભ્ય આક્રમણોને ક્યારેય માન્યતા પ્રદાન કરતો નથી. બલ્કે, આવા દુરાચારીઓને શયતાનના પગલે ચાલતા દુષ્ટ લોકો ગણાવીને તેમને ભયંકર શિક્ષા આપવાનું એેલાન કરે છે. જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે,

*"અને જે લોકો અલ્લાહ સાથે પાકો કરાર કરીને તેનો ભંગ કરે છે અને અલ્લાહે જે સંબંધો જોડવાનો હુકમ આપ્યો છે તેને આ લોકો તોડી નાંખે છે અને પૃથ્વી ઉપર તેઓ ફસાદ ફેલાવે છે, આવા લોકો ઉપર અલ્લાહનો ધિક્કાર અને ફિટકાર છે અને તેમના માટે આખિરતમાં ઘણું જ ખરાબ ઠેકાણું હશે." (કુર્આન– સૂરએ રઅદ : ૨૫)*

બીજે ઠેકાણે ફરમાવે છે,

*"...અલ્લાહે અર્પણ કરેલ ખોરાક ખાઓ અને પીઓ અને પૃથ્વી ઉપર ધમાચકડી (ફસાદ) ન ફેલાવો."*

*(કુર્આન–સૂરએ બકરહ : ૬૦)*

જેઓ એવું વિચારે છે કે કાયરતાપૂર્ણ આતંકવાદી આક્રમણો કરી અમે નિર્દોષોનું લોહી વહાવી, જેમને કોઈ લેવા–દેવા નથી એવા સામાન્ય લોકો ઉપર અત્યાચાર કરી સફળ થઈશું, અને અલ્લાહની નજરમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરીશું, તેઓ મહાભયંકર ભુલ કરી રહ્યા છે. અલ્લાહ તઆલાએ આતંકવાદની પ્રત્યેક પ્રવૃત્તિને જેમાં અન્યાયી હિંસા અને કાયરતાપૂર્ણ અત્યાચારી આક્રમણો શામેલ હોય તેની સખત શબ્દોમાં મનાઈ ફરમાવી છે.

પ્રવર્તમાન સમયમાં આતંકવાદની પ્રવૃત્તિઓ વંશનિકંદન અને સામૂહિક હત્યાકાંડો આખી દુનિયામાં ઠેક–ઠેકાણે થઈ રહ્યા છે. નિર્દોષ લોકોને ક્રુરતાપૂર્વક રહેંસી નાંખવામાં આવે છે અને કૃત્રિમ તથા ક્ષુલ્લક

કારણો આગળ ધરીને પરસ્પર એકબીજાનું ખૂન વહાવવામાં આવી રહ્યું છે. દરેક દેશમાં માનવ હત્યાકાંડની કહાણી પાછળના કારણો તદન ક્ષુલ્લક હોય છે, છતાં પણ અનૈતિક અને અધમ કૃત્યોને સમજુ સભ્ય અને ભદ્ર સમાજ તરફથી મૂક સહમતી મળે છે અને એમનું મૌન આવા નરાધમોને અને માનવતા વિરોધી તત્ત્વોને બળ પૂરું પાડે છે. એડમન્ડ બર્કે સાચું જ કહ્યું છે, ''જગતનો નાશ અપરાધીઓના અપરાધથી નહિં પરંતુ ડાહ્યાઓના મૌનથી થશે.'' ધાર્મિક વૃત્તિના અભાવના કારણે આખિરતનો અને મૃત્યુ પછીના જીવનમાં હિસાબ–કિતાબનો ડર ન હોવાના કારણે આવા કૃત્યો આચરતા તત્ત્વો બિન્ધાસ્તપણે પોતાના એજંડાઓ લાગુ કરતા હોય છે. જ્યારે કે ઈસ્લામ મુસલમાનોને નૈતિકતા અને લાગણી તથા હૂંફ શીખવાડે છે તથા પૃથ્વી પટ ઉપર શાંતિ અને સલામતી ફેલાવવા પ્રત્યેક પદ્ધતિઓ અપનાવવાની જવાબદારી સોંપે છે.

પરંતુ પ્રવર્તમાન સમયમાં કેટલાક ધર્મવિમુખ લોકો અલ્લાહનું નામ લઈ ઉભા થાય છે અને વાસ્તવમાં તેમનો હેતુ કોઈ રાજકીય અથવા આર્થિક એજંડા લાગુ પાડવાનો હોય છે.

કુર્આનમાં પણ આવા લોકોનું વર્ણન છે.જેઓ ધરતી પણ, ધરતી વાળાઓ પણ અતયાચારો કરતા, તેઓમાં કુસંપના બીજ રોપતા, નિરાધારોને રીબાવતા, આર્થિક અને સામાજિક શોષણની નીતિ અપનાવતા, છતાં તેઓ એમના કૃત્યોને સુધારણા – શાંતિનું નામ આપતા.

અને જયારે તેમને કહેવામાં આવે છે કે તમે જમીન પર ખાનાખરાબી ન કરો, તો તેઓ કહે છે કે અમે તો સુધારણાનું કાર્ય કરનાર છીએ. (બકરહ : )

જરા વિચારીએ તો સ્પષ્ટ થાય છે કે આતંકવાદને ખતમ કરવાની

બુમો પાડતા ઘણા લોકો આજે સવંય આતંકના જણેતા છે, પણ છતાં તેઓ પોતાને શાંતિના પારેવા કહીને નિશસ્ત્ર લોકોને આતંકવાદી કહે એમના પર આતંકનો કહેર વરસાવે છે.

આવી અસંખ્ય ગેંગો આજે પ્રવર્તમાન સમયમાં ઉભી થઈ છે. જો તમે તેમની કાર્યપ્રણાલીનો ઝીણવટપૂર્વક અભ્યાસ કરો તો તેમના આકાઓ અને દોરી સંચાર કરનારા ઈસ્લામ વિરોધીઓ અથવા મુનાફિકો હશે. ક્યારેક કેટલાક સાચા અને ભલા ધાર્મિક યુવાનો પણ આવા રિંગ લીડરોની સુફિયાણી વાતોથી ભોળવાઈને તેમનામાં શામેલ થઈ જાય છે અને તેમના ગુપ્ત એજંડાને એક પ્યાદા તરીકે પોતાનો ઉપયોગ કરાવીને તેમનું હથિયાર અને હાથો બને છે અને તેને બિચારાને એટલું પણ ભાન નથી હોતું કે તેનો દોરી–સંચાર તો તે વ્યક્તિઓ કરી રહ્યા છે, જેઓએ ઈસ્લામને ખતમ કરવાની કસમ ખાધી છે. આજના મુસ્લિમ નવયુવાનોને આ બાબતોથી વાકેફ કરવા ખૂબ જરૂરી છે.

એ શક્ય જ નથી કે જે વ્યક્તિ અલ્લાહ ઉપર ઈમાન ધરાવતો હોય, માનવતા અને નૈતિકતાના સિદ્ધાંતો ઉપર આચરણ કરતો હોય તે ક્યારેય અન્યાયી હિંસક પ્રવૃત્તિઓને સમર્થન આપે અથવા તો એવી પ્રવૃત્તિઓમાં ભાગ લે. ઈસ્લામે તો આતંકવાદનો સાચો હલ બતાવ્યો છે.

ધરતી પર ખાનાખરાબી કરનાર તત્વો બાબત કુર્આન ફરમાવે છે,

*'અને જ્યારે તે (આપની પાસેથી) પાછો ફરે છે ત્યારે શહેરમાં ફસાદ કરાવવા અને ખેતીઓ તથા ઢોરોનો નાશ કરવા અર્થે કોશિશ કરે છે, પણ અલ્લાહ ફસાદને પસંદ કરતો નથી. અને જ્યારે તેને કહેવામાં આવે છે કે તું અલ્લાહથી ડર ત્યારે (તે અભિમાન કરે છે, તેથી) તેનું*

*અભિમાન તેને પાપ (વધુ કરવા) તરફ દોરે છે, તો એવા માણસને (પૂરતી શિક્ષા માટે) જહન્નમ બસ છે; અને ખરેખર તે ઘણું જ ખરાબ રહેઠાણ છે."*

*(કુર્આન–સૂરએ બકરહ : ૨૦૫, ૨૦૬)*

ઉપરોક્ત આયત પ્રમાણે કોઈ સવાલ જ પેદા નથી થતો કે જે અલ્લાહથી ડરતો હોય તે આંધળો થઈને કોઈ એવું કાર્ય કરે જેનાથી નિર્દોષ લોકોને નાહકનું જાન–માલનું નુકશાન થાય. જે વ્યક્તિ અલ્લાહ ઉપર ઈમાન નથી ધરાવતો અથવા પરલોકનો ઈન્કારી છે તે જ આવા અધમ કૃત્યો આચરી શકે છે.

આજની પરિસ્થિતિમાં સમયની કોઈ તાતી માંગ હોય તો આ જ છે કે જગતમાંથી આતંકવાદનો નાશ કરવામાં આવે, અને સત્ય ધર્મ ઈસ્લામને સમજવાનો પ્રયત્ન કરવામાં આવે. તેના સિદ્ધાંતોનું સાચું અર્થઘટન કરવામાં આવે, મુનાફિકો તથા ઈસ્લામ વિરોધીઓના કાવતરાંઓને ખુલ્લા પાડવામાં આવે, અને પ્રોક્ષી વોર ચલાવતી સરકારો અને તેમના જાણે અજાણે હાથા બનેલા માર્ગ ભટકેલા નવયુવાનોને શિક્ષિત કરી સમાજના મુખ્ય પ્રવાહમાં લાવવામાં આવે. આ બાબત મુસલમાન અને બિનમુસ્લિમ લોકોના સમન્વય અને સહકાર દ્વારા જ શક્ય છે. એકબીજા ઉપર દોષારોપણ કરવાથી પરિસ્થિતી સુધરવાને બદલે વણસતી જ જશે. પરસ્પર વિશ્વાસ ઘટતો જશે, માટે સાચો માર્ગ એ જ છે કે કોઈ બે–ચાર વ્યક્તિઓ કે બે–ચાર સંગઠનોના વાંકે સમગ્ર ઈસ્લામને અને આખી મુસલમાન જાતિને "ઈસ્લામિક આતંકવાદ" કહીને ભાંડવાનું બંધ કરવામાં આવે. જેમ કે અન્ય ધર્મોને એના અનુયાયીઓના કુકર્મોના કારણે બદનામ નથી કરવામાં આવતા. કારણ કે આતંકવાદ ઈસ્લામી હોઈ જ નથી શકતો તો

પછી આતંકવાદ સાથે ઈસ્લામનું નામ જોડનાર તત્ત્વોને બળ પૂરું પાડવા માટે મિડીયા દ્વારા ચાલતા અપપ્રચારને રોકવાની ફરજ સમાજના પ્રત્યેક પ્રબુદ્ધ નાગરિકની છે.

દુ:ખ તો એ વાતનું છે કે ઈસ્લામ જેવા પવિત્ર ધર્મને આતંકવાદનો પર્યાય બનાવવામાં આજનું મિડીયા સફળ થઈ ચૂક્યું છે.

તમે ક્યારેય આઈ.આર.એ. કે ક્રુજેડર્સ સંગઠનોને "ક્રિશ્ચિયન આતંકવાદ" હોવાનું નહિં સાંભળો, શ્રીલંકાના એલ.ટી.ટી.ઈ.ને "હિંદુ આતંકવાદ" હોવાનું સ્વપ્નેય નહિં વિચારો. કારણ કે તેમનો હેતુ ધર્મનું નામ લેવા પાછળ પોતાના રાજકીય એજંડાને પ્રાપ્ત કરવાનો છે. પરંતુ મિડીયાની એ કમાલ છે કે, ફકત અમુક મુસલમાનોએ ધર્મના નામે બનાવેલ સંગઠન અને તેમણે અપનાવેલ કથિત હિંસાને ઈસ્લામિક આતંકવાદનું બિરૂદ આપી દેવામાં આવે છે. આમ થવાથી સાચા ઈસ્લામ અને સાચા મુસલમાનો પ્રત્યે અન્ય સમાજોમાં ધિક્કાર અને નફરતની લાગણી પેદા થાય છે.

એટલે મારૂં તો માનવું છે કે જેટલા જવાબદાર આ આતંકવાદી સંગઠનો છે એટલા જ જવાબદાર ઈસ્લામને બદનામ કરવા માટે ઈસ્લામ વિરોધીઓ દ્વારા વ્યવસ્થિત રીતે ષડયંત્ર ચાલાવી આતંકવાદીઓનું બહાનું આગળ ધરાવી સંપૂર્ણ ઈસ્લામ અને મુસલમાનોને આતંકવાદ સાથે જાડી દઈને બિનમુસ્લિમોમાં ધિક્કાર અને નફરત ફેલાવવાનું વ્યવસ્થિત આંદોલન ચલાવી રહેલ તત્વો પણ છે. તેઓ પણ પેલા માર્ગ ભૂલેલા આતંકવાદીઓના સગા–વહાલા જ છે અને આ પ્રવૃત્તિ મુસ્લિમ એન બિનમુસ્લિમ બંને કોમોના પ્રબુદ્ધ નાગરિકોએ આગળ આવી બંધ કરાવવા પોતાનાથી બનતા બધા જ પ્રયાસો કરવા જોઈએ.

## અલ્લાહમાં આસ્થા ધરાવનાર વ્યકિતની જવાબદારીઓ

જે લોકો આતંકવાદ સાથે કોઈપણ રીતે જોડાયેલા નથી,

જેઓ નિઃસ્વાર્થ, નિખાલસ, મૈત્રિપૂર્ણ ભાઈચારામાં માને છે,

જઓ પ્રમાણિકપણે ધર્મની સેવા કરી રહ્યા છે,

જેઓ પોતાના સંપૂર્ણ જીવન દરમિયાન પોતાનાથી સંલગ્ન બધા વ્યક્તિઓને સંતોષ અને ખુશી આપે છે,

જેઓ ક્યારેય પોતાના મિથ્યાભિમાનમાં રાચીને પોતાની વાત મનાવવા માટે અન્યાયી હિંસાનો રસ્તો અપનાવતો નથી.

જેમનું જીવન નિતિમત્તાના ગુણો ઉપર આધારિત છે,

જેઓ એમના આસપાસના વાતવરણમાં પ્રગતિ અને ઉન્નતિના ઈચ્છુક છે,

જેઓ લોકોને સત્ય માર્ગ ઉપર ચાલવા માટે અને નૈતિકતાના કૃત્યો આચરવા માટે પ્રોત્સાહન અને બળ પૂરું પાડે છે,

જેઓ ગરીબ અને નાદારોની તથા માનવ સર્જિત અને કુદરતી આફત સમયે ભોગ બનેલાઓની વહારે જાય છે.

જેઓ અન્ય સમાજો સાથે સુમેળતાનો સેતુ રચી સહજ રીતે જીવન વ્યતિત કરે છે,

જેઓ દૂધમાં સાકળની ભળી જાય છે તથા પોતાની મીઠાસથી સમગ્ર દૂધના પ્યાલાને મીઠુ કરી દે છે.

આ સાચા મુસલમાનો છે. સત્‌માર્ગીઓ અને ઈસ્લામને અનુસરનાર લોકો છે.

એનાથી વિપરીત જે લોકો અધમ અને અન્યાયી હિંસા આદરે છે, તેઓ આંધળા, બહેરા અને મૂંગા જેવા છે. આ બે પ્રકારના વ્યક્તિઓનો તફાવત અલ્લાહ તઆલા સ્પષ્ટ રીતે વર્ણવે છે.

*"અલ્લાહે એક ઉદાહરણ તે સેવકોનું વર્ણન કર્યું છે કે એક નકામો છે, બુદ્ધિ અને દિમાગનો કોરો, ગુંગો અને બહેરો પણ, ન કોઈનું સાંભળે, ન કોઈને કંઈ બોલીને કહી શકે, પોતાના માલિક માટે માથાનો ભાર. અને બીજો સેવક એવો સારો કે સારા કામો યોગ્ય સમય ઉપર કરે, માલિકની સંપૂર્ણ વાત અને તેના હેતુને સમજી લે અને માલિકની મરજી પ્રમાણે સારા કાર્યો પૂર્ણ કરે તથા સચ્ચાઈ અને ન્યાયના શિક્ષણનો આદેશ પણ આપે. હવે, અલ્લાહ તઆલા તરફથી આ વ્યક્તિઓના આ ઉદાહરણ દ્વારા એક પ્રશ્નનો જવાબ માંગવામાં આવે છે કે, બતાવો આ બેમાંથી કોણ સેવક (માલિકને) પસંદ પડશે ?"*

*(કુર્આન–સૂરએ નહલ : ૭૬)*

ઉપરોક્ત આયત સ્પષ્ટ રીતે અંગૂલી નિર્દેષ કરે છે કે, કોણ વ્યક્તિ સીધા માર્ગ ઉપર છે ? એટલા જ માટે લોકોએ ઈસ્લામને ધિક્કાર અને નફરતની નજરથી જોવાના બદલે ઈસ્લામનો અને તેના નૈતિકતા અને માનવતાના શિક્ષણનો તટસ્થતાપૂર્વક અભ્યાસ કરવો જોઈએ. કુર્આન અને હઝરત મુહંમદ સલ.ના જીવન ચરિત્ર વડે સાચા ઈસ્લામનું ચિત્ર તેમની આંખો સામે સ્પષ્ટ થઈ જશે. ફક્ત પ્રોપેગંડા કરનાર સ્થાપિત હિતોના વર્ચસ્વ ધરાવતા મિડીયાનો શોર–બકોર સાંભળીને ઈસ્લામને જજ કરવાની કે સમજવાની કોશીષ ન કરવી જોઈએ. કારણ કે ઈસ્લામ એક માનવતાવાદી ધર્મ છે. અલ્લાહ તઆલા ફરમાવે છે,

*"આ લોકો એવા છે કે જો પૃથ્વી ઉપર તેમના કદમ જમાવી દેવામાં આવે અને તેમને શાસક બનાવી દેવામાં આવે તો તે લોકો નમાઝો કાયમ કરશે અને ઝકાત અદા કરશે તથા સારા*

*કૃત્યોનો આદેશ આપશે અને ખરાબ કૃત્યોથી લોકોને રોકશે અને પ્રત્યેક કાર્યોનું છેલ્લું પરિણામ અલ્લાહના અધિકારમાં છે.*

*(કુર્આન–સૂરએ હજ્જ : ૪૧)*

## અલ્લાહ આપણને સારા કૃત્યો કરવાનો હુકમ આપે છે

મુસલમાન તો તે છે જે અલ્લાહના આદેશોને અનુસરે છે. કુર્આનના નૈતિક શિક્ષણ પ્રમાણે જીવન વ્યતિત કરવા હંમેશા તત્પર રહે છે, શાંતિ અને સલામતી, એકતા અને ભાઈચારા દ્વારા જગતને રહેવા લાયક એક સુંદર ઠેકાણું બનાવે છે. જેમાં પ્રગતિ અને ઉન્નતિ હોય, લોકો સુખી અને સંપન્ન હોય એવી પરિસ્થિતિઓનું નિર્માણ કરે છે. જેમકે અલ્લાહ તઆલા કહે છે,

*“.....લોકો સાથે એવી ભલાઈ કરો જેવી કે અલ્લાહે તારી સાથે ભલાઈ કરી છે અને પૃથ્વી ઉપર ફસાદ ન ફેલાવો અલ્લાહ ફસાદ ફેલાવનારાઓને પસંદ નથી કરતો.”*

*(કુર્આન–સૂરએ કસસ : ૭૭)*

જે કોઈ ઈસ્લામી આસ્થામાં વિશ્વાસ ધરાવે છે તે અલ્લાહને ખુશ કરવા માટે સારા કૃત્યો કરી જન્નતમાં પ્રવેશ પામે છે. તે જન્નત પ્રાપ્ત કરવા માટે ગંભીર પ્રયાસો આદરે છે કારણ કે, પૃથ્વીલોક એ મૃત્યુ પછી આવનાર મનુષ્યના કાયમી રહેઠાણ પરલોક માટે એક કસોટી છે અને આ કસોટી સંપૂર્ણ માનવતાવાદી ગુણો ધરાવીને પાસ કરી શકાય છે. જેમાં કરુણા, ન્યાય, પ્રેમ, લાગણી, પ્રમાણિકતા, ક્ષમા, માનવતા, બલિદાન, ધીરજ, વગેરે જેવા ગુણો દ્વારા અલ્લાહમાં આસ્થા ધરાવનાર મુસલમાન પોતાના જીવનને પૃથ્વીલોક ઉપર શ્રેષ્ઠ બનાવવાનો પ્રયત્ન કરે છે. જેમકે અલ્લાહ ફરમાવે છે,

*"અને તમે અલ્લાહની બંદગી કરો અને (કોઈ પણ બાબતમાં) કોઈને તેનો ભાગીદાર ન ઠેરવો અને માતાપિતા સાથે સદ્‌વર્તન રાખો તેમજ સગાંઓ સાથે અને યતીમો તથા ગરીબો સાથે અને સગાઈવાળા પાડોશી તેમજ અન્ય પાડોશી સાથે અને સહવાસી મિત્રો તથા મુસાફિર સાથે અને જેના તમે માલિક છો તેની સાથે પણ (સદ્‌વર્તન રાખો). બેશક, અલ્લાહ દરેક બડાઈ હાંકનાર મિથ્યાભિમાનીને પસંદ કરતો નથી."*

*(કુર્આન–સૂરએ નિસાઅ્ : ૩૬)*

અન્ય એક ઠેકાણે અલ્લાહ તઆલા હુકમ આપે છે, "…..અને આપસમાં નેક કાર્ય તથા પરહેઝગારી પર મદદ કરતા રહો અને પાપ તથા ઝુલ્મના કાર્યમાં (કોઈની) મદદ ન કરો અને અલ્લાહથી ડરતા રહો. બેશક, (હુકમો વિરુદ્ધ કરનારને) અલ્લાહ સખત શિક્ષા કરનાર છે."

*(કુર્આન–સૂરએ માઈદહ : ૨)*

ઉપરોક્ત આયતોથી સ્પષ્ટ થઈ ગયું કે, અલ્લાહ ઈમાન ધરાવનાર મુસલમાનો પાસેથી એવા કાર્યોની ઈચ્છા રાખે છે જે પરસ્પર સહકાર અને એકબીજાની મદદ કરનાર હોય, એવા સમાજની કલ્પના કરવામાં આવી છે જ્યાં ભાઈચારો, એકતા અને એકબીજાના સુખ–દુ:ખમાં શામેલ થવાનો રિવાજ હોય.

અલ્લાહ તઆલાએ કુર્આનમાં સ્પષ્ટ રીતે વર્ણવ્યું છે કે તે લોકોના હૃદયોમાં છુપાયેલી ઈચ્છાઓથી પણ જ્ઞાત છે, અને તેણે મનુષ્યજાતિને દરેક પ્રકારના ખરાબ કામોથી દૂર રહેવાની ચેતવણી આપી છે.

ઈસ્લામ અલ્લાહની ઈચ્છાને સંપૂર્ણ આધીન થવાનું નામ છે, મુસલમાને અલ્લાહને આધીન હોવાની સાબિતી તેના સારા કર્મો દ્વારા

આપવી પડશે. અને આ સારા કૃત્યોમાંથી એક કૃત્ય તે પણ છે કે, સમાજમાં, દેશમાં, જીવનમાં, અન્યાય અને અત્યાચાર, આતંક અને ઉગ્રવાદ ફેલાવનાર તત્વો સામે લડવામાં આવે, અને તેમને પ્રથમ તો સમજાવીને સમાજના મુખ્ય પ્રવાહમાં લાવવાનો પ્રયત્ન કરવામાં આવે અને જો તેમ છતાં પણ તેઓ પોતાની હઠ ઉપર વળગેલા રહે તો તેમનો નાશ કરવા પ્રત્યેક જાઈઝ પગલાંનો ઉપયોગ કરવો દરેક મુસલમાનની ફરજ છે. પછી ભલે તે આતંકવાદી નામધારી મુસલમાન હોય, હિન્દુ હોય, શીખ હોય, બૌદ્ધ હોય, કોમ્યુનિસ્ટ હોય, યહૂદી હોય, ઈસાઈ હોય કે અન્ય કોઈ હોય. પ્રત્યેક પ્રકારનો આતંકવાદ સમાજ વિરોધી અને માનવતા વિરોધી છે અને ઈસ્લામે માનવતા વિરોધી આતંકવાદ સામે લડવાની અને તેને ખતમ કરવાની મુસલમાનોને હાકલ કરી છે અને તેને શ્રેષ્ઠ કૃત્ય તરીકે લેખાવવામાં આવ્યું છે.

એક મુસલમાન પોતાની આજુબાજુની પરિસ્થિતિઓથી ક્યારેય અલિપ્ત નથી રહી શકતો. તે પોતાની આજુબાજુ આકાર લઈ રહેલી પરિસ્થિતિઓ અને ઘટનાઓને આંખો મીંચી ત્યજી નથી શકતો બલ્કે, તે આવી ઘટનાઓ પાછળના કારણોના અભ્યાસ કરી તેનું પૃથક્કરણ કરી તેનો પ્રતિભાવ આપે છે અને દરેક અન્યાયી અને માનવતા વિરોધી ઘટનાઓ અને કૃત્યોને સખત શબ્દોમાં વખોડી પ્રતિકાર કરે છે અને દરેક આતંકવાદી ઘટનાને ધિક્કારે છે.

## અલ્લાહ મુસલમાનને ન્યાયથી વર્તવાનો આદેશ આપે છે

કુર્આનમાં મનુષ્યના ઉદ્ધારનો એક રસ્તો એ પણ બતાવવામાં આવ્યો છે કે

માણસ હંમેશા ન્યાયથી વર્તે.

ક્યારેય પક્ષપાત ન કરે,

લોકો વચ્ચે ન્યાય કરતી વખતે જાતિ, ભાષા, રંગ કે પ્રદેશ આધારે કોઈને અન્યાય ન કરે.

લોકોના અધિકારોનું સંપૂર્ણ રક્ષણ કરે,

દરેક પ્રકારની અન્યાયી હિંસા અને અન્યાયી ઘટનાઓનો અસ્વિકાર કરે

અને આવી અન્યાયી હિંસાનો ભોગ બનેલા લોકોની વહારે જાય,

તેમની મદદ કરે તથા અત્યાચારીઓના જુલ્મોથી રક્ષણ આપવા માટે તેમનો પક્ષ લઈ તેમની સાથે રહે.

જેમકે સૂરએ માઈદાહની આયત નં. ૪૨ માં અલ્લાહ તઆલા કહે છે,

*"....જ્યારે તું તેમના દરમિયાન ફેંસલો કરે તો ન્યાયથી ફેંસલો કરજે."*

બીજી એક આયતમાં અલ્લાહ ફરમાવે છે,

*"હે ઈમાનવાળાઓ ! ન્યાય પર ખૂબ કાયમ રહી અલ્લાહ(ને ખુશ કરવા)ના માટે સાક્ષી આપો, પછી ભલેને (તેથી) તમારું અથવા મા–બાપનું કે સગાંઓનું નુકસાન થાય...જો કોઈ ધનવાન છે અથવા નિર્ધન છે તો (તમારાં કરતાં) અલ્લાહ તે બંનેનો વધુ શુભેચ્છક છે, માટે તમે અદલ કરવામાં મનેચ્છાને તાબે ન થાઓ અને જો તમે (સાક્ષી આપવામાં) જીભ ચાવશો અથવા બચાવ કરી જશો તો બેશક, અલ્લાહ તમારાં સૌ કામોથી સારી પેઠે વાકિફ છે. (કુર્આન–સૂરએ નિસાઅ્ : ૧૩૫)*

કુર્આનમાં અલ્લાહ ન્યાયનું સંપૂર્ણ વર્ણન કરીને મનુષ્ય જાતિને જાણ કરે છે કે કોઈપણ ઘટના બાબતે જ્યારે કોઈ પરિણામ ઉપર

પહોંચવાનું હોય તો સંપૂર્ણપણે કુર્આન અને સુન્નતના માર્ગદર્શન મુજબ જવાબદારીપૂર્વક ન્યાય કરવામાં આવે, એના થકી સમાજમાં શાંતિ અને સલામતી પ્રસ્થાપિત થશે. ભાષા, જાતિ, રંગ કે ધર્મ ન્યાયની આડે ક્યારેય ન આવવો જોઈએ કારણ કે, ઈસ્લામ પ્રત્યેક મનુષ્યને સમાન સમજે છે. ઈસ્લામના રંગ, જાતિ કે વંશના કારણે કોઈ ઊંચ–નીચ નથી. અલ્લાહે પેદા કરેલા બધા જ મનુષ્યો સરખા છે.

અલગ–અલગ જાતિઓ, વંશોને અને કોમો પેદા કરવાનો હેતુ દર્શાવતા કુર્આન કહે છે કે આ બધું લોકો દ્વારા એકબીજાને ઓળખવા માટે છે.

જુદા–જુદા રાષ્ટ્રો
અને જુદા–જુદા લોકો,
જુદી–જુદી સંસ્કૃતિઓ,
ભિન્ન–ભિન્ન ભાષાઓ,
અલગ–અલગ રિત–રિવાજો,

આ બધું શ્રેષ્ઠતા પુરવાર કરવા માટેના ગુણો કે ખાસિયતો નથી, પરંતુ ફકત એકબીજાની ઓળખ પ્રસ્થાપિત કરવા માટે અલ્લાહ તરફથી કરવામાં આવેલ નિશાની છે. કોઈ ગોરો હોય કે કાળો, પીળો હોય કે ઘઉંવર્ણો, ઊંચો હોય કે ઠીંગણો બધી જ જાતિઓ અને તેમના લક્ષણો કોઈ શરમની કે ઊંચ–નીચની વાત નથી.

## *કોઈ જાતિ પ્રત્યે નફરત કે ધિક્કારને ઇસ્લામમાં કોઈ અવકાશ નથી.*

નફરત, ગુસ્સો અને ધિક્કાર ઘણાં બધા દુષણોની જડ છે, વ્યક્તિને ન્યાયપૂર્ણ નિર્ણયો કરવામાં કે સમજદારીપૂર્વક વિચારવામાં અને પોતાને તટસ્થ રાખવામાં એ અવરોધરૂપ છે. નફરત અને ધિક્કાર ક્યારેક કોઈ વ્યક્તિ કે કોઈ જાતિને ભારે અન્યાય કરી બેસે છે અને

તેમના પ્રત્યેની નફરત ક્યારેક તે નિર્દોષ હોવા છતાં તેમના ઉપર ભારે જુલ્મ અને અત્યાચાર કરવાનું નિમિત્ત બની જાય છે, તેઓ નિર્દોષ હોવા છતાં, પૂરાવાઓ તેમના તરફેણમાં હોવા છતાં તેમની નિર્દોષતાને છળકપટ આદરી છુપાવી દેવામાં આવે છે અને આવા લોકોને અત્યાચારનો ભોગ બનાવી ખુશી વ્યક્ત કરવામાં આવે છે.

આ જ કારણોથી ઘણા ભ્રષ્ટાચારી સમાજોમાં એક જાતિ બીજી જાતિનો ભરોસો રાખતી નથી. પરસ્પર વિશ્વાસની ઉણપ હોય છે, તેમના બધા જ કૃત્યો અને નિર્ણયો પક્ષપાત ઉપર આધારિત હોય છે. પરંતુ ઈસ્લામ આવા પક્ષપાતની ક્યારેય પરવાનગી આપતો નથી. વ્યક્તિ અથવા સમાજ ગમે તેટલો ખરાબ કે અપરાધી હોય, જ્યારે ન્યાય કરવાનો હોય ત્યારે જો ન્યાય પેલા ખરાબ વ્યક્તિના પક્ષે હોય તો પણ ન્યાય કરવાથી ખચકાવું જોઈએ નહિં. કોઈ પણ પ્રકારની લાગણીઓ અને ભાવનાઓને આવા સમયે ન્યાય ઉપર પ્રભાવિત થવાની ઈસ્લામ ક્યારેય રજા આપતો નથી. સૂરએ માઈદહમાં અલ્લાહ ઈમાન ધરાવનારાઓના આવા ગુણો વર્ણન કરે છે,

*“ હે ઈમાનવાળાઓ ! અલ્લાહની ખાતર ન્યાયસર સાક્ષી આપવા ઊભા થઈ જાઓ અને કોઈ કૌમની દુશ્મની ઈન્સાફ ન કરવા (અન્યાય કરવા) પર તમને પ્રેરિત કરે નહિ. (એનો ખ્યાલ રાખો.) (અને દરેક મામલામાં અવશ્ય) ન્યાયથી વર્તો. (કારણ કે) એ જ વાત પરહેઝગારીથી વધારે નજીક છે અને અલ્લાહથી ડરતા રહો. બેશક, તમે જે કંઈ કરો છો તેનાથી અલ્લાહ સંપૂર્ણ માહિતગાર છે.”*

*(કુર્આન–સૂરએ માઈદાહ : ૮)*

ઉપરોક્ત આયત ચોખ્ખા શબ્દોમાં મુસલમાનને સ્પષ્ટ આદેશ આપે છે કે તમારું વલણ હંમેશા કોઈ વ્યક્તિ કે સમાજ પ્રતિ નફરત

આધારિત અનુ પક્ષપાતી ન હોવું જોઈએ. હંમેશા તમારું વલણ ન્યાય અને ઈન્સાફ તરફ હોવું જાઈએ, નફરત અને ધિક્કારનું યોગ્ય કારણ હોય તો પણ જ્યારે કોઈ ઘટનાની સાક્ષી આપવાની હોય તો હંમેશા ન્યાયના પક્ષે ઉભા રહી પોતાની લાગણીઓને અને ભાવનાઓને એક બાજુએ મુકી હંમેશા સાચી વાતની જ સાક્ષી આપવી જોઈએ. જો અન્યાયી હિંસાના ભોગ બનેલા લોકો કે સંગઠનો પોતે એવી અન્યાયી અને ક્રુર પ્રતિ હિંસા આદરે તો બંનેવ વખોડવાના અને ધિક્કારના પાત્ર છે. એવા સમયે સહાનુભૂતિ અન્યાયી પ્રતિહિંસા આચરનાર વ્યક્તિ કે સંગઠન તરફ ન હોવી જોઈએ. કારણ કે, જેટલા ધિક્કારને પાત્ર અન્યાયી હિંસા આચરનાર લોકો છે એટલા જ વખોડવા લાયક અન્યાયી પ્રતિહિંસા આચરવા માટે અત્યાચારનો માર્ગ અપનાવનાર વ્યક્તિઓ કે સંગઠનો છે. બંનેવ સમાન આતંકવાદીઓ છે, સરખી રીતે સમાજ વિરોધી અને આતંકવાદનું કૃત્ય કરી રહ્યા છે. ઈસ્લામ ક્યારેય આવા અન્યાયી અને અત્યાચારી માર્ગોનો ઉપયોગ કરવાની પરવાનગી આપતો નથી.

## ઇસ્લામમાં વાણીસ્વાતંત્ર્ય :

ઈસ્લામ હંમેશા વિચારોની સ્વતંત્રતાનો આગ્રહી રહ્યો છે, જ્યાં સુધી કે તે વિચારો

અલ્લાહ અને તેના રસુલના હુકમોનો વિરુદ્ધ ન હોય,

સમાજ વિરોધી ન હોય.

વાદ–વિવાદ કે ઝઘડાનું કારણ ન હોય,

નકારાત્મક અને મિથ્યાભિમાન ઉપર આધારિત ન હોય,

અન્યાય અને અત્યાચારનું સમર્થન કરતા ન હોય.

રચનાત્મક, સમાજોપયોગી, અને  હકારાત્મક વિચારસરણીને ઈસ્લામ આવકારે છે. પ્રોત્સાહન આપે છે.

ઈસ્લામ ધર્મની બાબતમાં પણ કોઈ જબરદસ્તી કરી પોતાની આઈડીઓલોજી, પોતાની વિચારસરણી થોપવામાં માનતો નથી. ઈસ્લામ ધર્મ બાબતમાં જબરદસ્તીથી કોઈને પોતાની વાત મનાવવા મજબુર કરવાનો આગ્રહી નથી. જેમકે અલ્લાહ ફરમાવે છે,

*"ધર્મ અંગે કોઈ બળજબરી નથી, સાચું અને જુઠું ખુલ્લું પડી ગયું છે."*

*(કુર્આન–સૂરએ બકરહ : ૨૫૬)*

કોઈ એક જ ધર્મનો સમાજ હોય. કે વિવિધતાથી પૂર અનેકધર્મી સમાજ હોય, ઈસાઈ, બૌદ્ધ, હિન્દુ, યહૂદી, બલ્કે અધર્મીઓ એટલે કે નાસ્તિકો હોય એવા સમાજમાં પણ મુસલમાનો કુર્આન અને પયગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આદેશોને નજર સમક્ષ રાખી, આ સમાજો સાથે ટકરાવની પરિસ્થિતિ ઉભી કર્યા વગર હળી–મળીને વ્યતિત કરે છે. એકતાના સિદ્ધાંતો અપનાવી સુલેહ–સંપથી ઉચ્ચ આદર્શો અને અખ્લાકો અને વર્તણુંક દ્વારા પોતાના સમાજને પ્રભાવિત કરવાનો પ્રયત્ન કરે છે, સાચો મુસલમાન હકારાત્મ સંજોગોમાં ક્યારેય અન્યાયી કે અત્યાચારી હિંસાનો માર્ગ નહિં અપનાવે. ઈમાન ધરાવનાર લોકો પોતાની વિચારસરણી થોપવા અન્ય સમાજો ઉપર ક્યારેય દાબ–દબાણ કે ધમકી કે જબરદસ્તીનો ઉપયોગ નથી કરતા.

જેઓ પોતાની વિચારસરણી અન્યો ઉપર થોપવા માટે અત્યાચારી આક્રમણો કરી અન્યાયી હિંસા આદરી નિર્દોષોનું લોહી વહાવે છે તેઓ નર્યા આતંકવાદી છે, અને આવા આતંકવાદીઓની ઈસ્લામ સખત શબ્દોમાં ટીકા કરે છે. કારણ કે, ઈસ્લામ અન્યાયી હિંસાનો માર્ગ અપનાવી ઈસ્લામ ફેલાવવાની પરવાનગી આપતો નથી. જેમકે કુર્આન ફરમાવે છે,

*"અમને ખબર છે આ લોકો જે કંઈ કરી રહ્યા છે, આપ તે*

*લોકો ઉપર જબરદસ્તી કરતા નથી ; તમે આ કુર્આન દ્વારા શીખામણ આપવાનું ચાલુ રાખો, જે કોઈ ડરનારો હશે મારા અઝાબથી ડરી જશે.''*

*(કુર્આન–સૂરએ કા'ફ : ૪૫)*

કોઈ વ્યક્તિને જબરદસ્તીથી ઈસ્લામમાં દાખલ કરવું એ ઈસ્લામની તા'લીમ અને શિક્ષણ વિરૂદ્ધ છે. ઈસ્લામ ફક્ત સાચા દિલથી સ્વેચ્છાએ લાવેલ ઈમાનને સ્વિકારે છે. ઈમાન ધરાવનાર મુસલમાનોની જવાબદારી ફક્ત એટલી જ છે કે તે કુર્આનની તા'લીમનો પ્રચાર અને પ્રસાર સંપૂર્ણ માનવતાવાદી સિદ્ધાંતોને આધારે અખ્લાક સાથે કરે. સંસ્કારી અને સભ્ય સમાજના બંધારણ માટે લોકોને ઈસ્લામની ખુબીઓથી વાકેફ કરે. જેમકે કુર્આન કહે છે,

*''તમે તમારા પાલનહારના રસ્તા તરફ લોકોને સમજદારી, અકલમંદી અને બૌદ્ધિક રીતે સારી શીખામણ આપી આમંત્રણ આપતા રહો, ચર્ચા કરવાની આવશ્યકતા ઉભી થાય તો અત્યંત વિનમ્રતાથી સચોટ રીતે વાત સમજાવો...''*

*(કુર્આન–સૂરએ નહલ : ૧૨૫)*

કુર્આનની ઉપરોક્ત શીખામણ પ્રમાણે ઈસ્લામ ચર્ચા અને દલીલોને પ્રાધાન્ય આપી ઈસ્લામ તરફ ખૂબ વિનમ્રતાપૂર્વક લોકોને આમંત્રણ આપવાનો આદેશ આપે છે અને કોઈપણ પ્રકારના જોર–જુલ્મ, દાબ–દબાણ કે ધાક– ધમકીને અમાન્ય અને રદબાતલ કરે છે અને જો કોઈ ઈસ્લામના આમંત્રણનો સ્વીકાર કરવાનો ઈન્કાર કરે તો તેમના માટે ફક્ત એક વાક્યમાં જવાબ આપવાનો હોય છે. જેમ કે, કુર્આને ફરમાવ્યું,

*''તમારા માટે તમારો ધર્મ અને મારા માટે મારો ધર્મ છે.''*

*(કુર્આન–સૂરએ કાફિરૂન : ૬)*

જે દુનિયામાં આપણે રહીએ છીએ તે સમાજમાં અસંખ્ય પ્રકારની વિચારસરણીઓ અને ધર્મો અસ્તિત્ત્વ ધરાવે છે. જેમકે હિન્દુ, ઈસાઈ, બૌદ્ધ, યહૂદી, નાસ્તિક અને પેગન્સ વગેરે. મુસ્લિમો આ બધા ધર્મોના અનુયાયીઓ સાથે સહઅસ્તિત્વથી રહી અને પોતાના ધર્મ અને માન્યતા ઉપર વળગી રહીને પોતાનું જીવન વ્યતિત કરી શકે છે.

સાથે જ પોતાને અલ્લાહ તરફથી આપવામાં આવેલી ઈસ્લામપ્રચારની જવાબદારીમાં પણ અદા કરી શકે છે. તે પણ એવી રીતે એની નૈતિકતા અને સારી વર્તણુંકને તથા વિનમ્રતા અને માનવતાવાદી સિદ્ધાંતોને તથા તેના જીવનને જોઈને અન્ય ધર્મોના લોકો ઈસ્લામનો અભ્યાસ કરવા માટે આકર્ષાય. અને આમ આ પણ એક પ્રકારનો ઈસ્લામનો પ્રચાર પોતાના કર્મો દ્વારા કર્યો કહેવાશે. આમ, ઈસ્લામ વાદ–વિવાદ કે ઘર્ષણની પરિસ્થિતિ ક્યારેય ઉભી કરવાનો આગ્રહી નથી.

ઉલટાનું વાણીસ્વતંત્રતાના અધિકારનો દુરૂપયોગ કરી કેટલાક ફાસિસ્ટ તત્ત્વો માત્ર હાંસી અને નફરત તથા ધિક્કાર ફેલાવવાના હેતુથી ઈસ્લામ અને મુસલમાનો તથા તેમના પવિત્ર પયગંબરને બિનજરૂરી હાસ્યાસ્પદ ટીકા–ટીપ્પણીનું નિશાન બનાવે છે. આવા ટાણે શાણા અને સમજુ લોકો તરફથી આ બાબતની મુક સહમતી ન આપતાં તેનો ખૂબ જ સ્પષ્ટ રીતે જાહેરમાં રદિયો આપવો જોઈએ, જેથી સામાન્ય મુસલમાનોમાં શ્રદ્ધા અને વિશ્વાસ દ્દઢ બને, તથા આવી ચેષ્ટા કરનારા તત્ત્વો અલગ પડી જાય. અને સામે પક્ષે આ હાસ્યાસ્પદ ટીકા–ટીપ્પણીઓનું બહાનું કાઢીને કેટલાક માર્ગ ભટકેલા લોકો ભોળા નવયુવાનોને પોતાની વાતોમાં ભોળવીને પોતાના ગુપ્ત એજંડાને પૂર્ણ કરવા માટે આવા નવયુવાનોનો હાથા તરીકે ઉપયોગ નહિં કરે.

વર્તમાન સમયમાં વાણીસ્વતંત્રતા, એ એક અતિગહન વિચાર

માંગી લેતો મુદ્દો છે. એનું બહાનું લઈ ઘણા લોકો આજ કાલ ઈસ્લામના પ્રતિકો અને તેમની પવિત્ર મહાન હસ્તીઓને તદન નીચ કક્ષાની ભાષા વાપરી હાંસી ઉડાવે  છે અને કહેવાતા સભ્ય લોકો આવા સલમાન રૂશ્દી કે તસ્લીમા નસરીન જેવા લેખકો, કે નોર્વેના મન્હુસ કાર્ટુનિસ્ટોના સમર્થનમાં ઉભા થઈ જાય છે. અને વાણીસ્વતંત્રતાનું બહાનું આગળ ધરી તેમની ભયંકર અને ક્રુરતાપૂર્ણ ધાર્મિક લાગણીઓ દુભાવનારી પ્રવૃતિઓને બિરદાવીને સામાન્ય મુસલમાનોમાં અવિશ્વાસ અને ગુસ્સાને જન્મ આપે છે.

આમ, જો મૂળમાં જઈએ તો આવો સંઘર્ષ ઉભો કરનાર લેખકો કે કાર્ટુનિષ્ટોને બિરદાવવાને બદલે તેની ઘોર નિંદા કરી મુસલમાનોમાં વિશ્વાસનું વાતાવરણ પેદા કરવામાં આવે તો ચોક્કસ તેના દ્વારા પણ એક હદે આતંકવાદી સંગઠનોને પોતાની પાંખો વિસ્તારવાનો મોકો નહિં મળે, પરંતુ અફસોસ સાથે કહેવું પડે છે કે તસ્લીમા નશ્રીન જેવી લેખિકાઓને ભારતમાં રાજકીય શરણની ભેટ ધરવામાં આવે છે. અમે અત્રે એમ.એફ. હુસૈન જેવા નામધારી મુસલમાનોની ઘોર નિંદા કરીએ છીએ અને કદાચ આપને ખબર હશે તો તેના વિશે મુસ્લિમ આગેવાનોએ અને પ્રબુદ્ધ નાગરિકોએ ગુજરાતના અખબારોમાં નિવેદનો પણ આપ્યા છે. કહેવાનો મતલબ એટલો જ છે કે આવા આતંકવાદને બળ પહોંચાડનારા લેખકો અને કાર્ટુનિસ્ટોને સુસ્તી પ્રસિદ્ધિ આપવા કરતાં તેમની ઘોર નિંદા કરી બહિષ્કાર કરવો જોઈએ અને જે કોઈપણ વ્યક્તિઓ કે સંગઠનો બહિષ્કાર કરતા હોય તેમને પ્રોત્સાહન આપવું જોઈએ.

## અલ્લાહ તઆલા નિર્દોષ લોકોનું લોહી વહાવવાની મનાઈ કરે છે :

નિર્દોષ વ્યક્તિનું લોહી વહાવવું વિના, કારણે ખૂન કરવું

ઈસ્લામમાં એક મોટો અપરાધ અને પાપ છે. અલ્લાહ તઆલા ફરમાવે છે,

*"......કોઈ એકને નાહક મારી નાંખે તો જાણે તેણે બધા માણસોને મારી નાંખ્યા અને જેણે કોઈ જીવ બચાવ્યો તો તેણે બધા માણસોને બચાવી લીધા; તેમની પાસે અમારા રસૂલો સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા, તે પછી પણ તેમનામાં ઘણા લોકો દુનિયામાં જુલમ કરતા રહ્યા."*

*(કુર્આન–સૂરએ માઈદહ : ૩૨)*

અન્ય એક ઠેકાણે અલ્લાહ તઆલા ફરમાવે છે,

*"અલ્લાહના બંદાઓ તે છે, જેઓ અલ્લાહે જેને મારી નાંખવા (કતલ કરવા)ને હરામ કહ્યું ( મનાઈ કરી ) છે, તેને નાહક કત્લ ન કરતા, તથા વ્યભિચાર અને દુષ્ટ કૃત્યો નથી કરતા, અને જો કોઈ આવો ભયંકર અપરાધ કરે તો તેણે એક મોટો ગુનોહ પોતાના માથે લઈ લીધો."*

*(કુર્આન–સૂરએ ફુરકાન : ૬૮)*

જો ઈસ્લામ કોઈ એક વ્યક્તિના જીવને આટલું મહત્ત્વ આપતો હોય તો સમજી શકાય છે કે નિર્દોષ અને નિરપરાધ લોકોના સામુહિક હત્યાકાંડોને ઈસ્લામ કઈ રીતે માન્યતા આપી શકે ? પ્રત્યકે ઈમાન ધરાવનાર વ્યક્તિને ઈસ્લામની હદોમાં રહીને ઈસ્લામ ઉપર આચરણ કરવાનો અધિકાર છે ઈસ્લામ નિર્દોષ લોકોની હત્યા કરવાનો આદેશ કોઈને પણ આપતો નથી. કારણ કે, કુર્આન તો હંમેશા પ્રેમ, દયા અને કરુણાનો પાઠ શીખવે છે અને દરેક પ્રકારની અન્યાયી હિંસાને ધિક્કારે છે. ફક્ત આત્મરક્ષામાં ખૂબ જ આકરી શરતોને આધીન રહી પોતાની જાન, માલ, ઈજ્જત અને સન્માનને બચાવવાનો અધિકાર આપ્યો છે. અમુક પરિસ્થિતિઓના નિવારણ સુધી જ આ અધિકારનો ઉપયોગ

થઈ શકે છે. પરિસ્થિતિઓ સામાન્ય થતા તેના ઉપર અમલ કરવાનો હોતો નથી.

## અલ્લાહ મુસલમાનોને દયાળુ અને કૃપાળુ બનાવવાનો આદેશ આપે છે.

અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને દયાળુ અને કૃપાળુ બનવાની શીખામણ આપે છે અને લાગણી તથા હૂંફ જેવા ગુણો અપનાવીને ક્ષમા કરવાની તાકીદ કરે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે,

> *“.....એવા લોકોમાંથી હોય કે જેઓ ઈમાન લાવ્યા અને આપસમાં ધીરજ (સબર)ની ભલામણ કરતા રહ્યા તેમજ દયાભાવ રાખવાની તાકીદ કરતા રહ્યા. એવા લોકો જ મહા ભાગ્યશાળી છે.”*
>
> *(કુર્આન–સૂરએ બદલ : ૧૭–૧૮)*

ઉપરોક્ત આયત દર્શાવે છે કે નૈતિકતાનું સૌથી મોટું જો કોઈ સ્વરૂપ હોય તો તે ક્ષમા અને દયા છે. એના દ્વારા ઈમાન ધરાવનાર વ્યક્તિ સમાજમાં શાંતિ અને સંવાદિતા સ્થાપી શકે છે.

દયા અને કરુણાનો મુખ્ય સ્ત્રોત અલ્લાહની મોહબ્બત છે. કોઈ વ્યક્તિ અલ્લાહ સાથે મોહબ્બત રાખીને, સર્જનહારના આદેશોનું પાલન કરીને તેની રચેલી સમગ્ર સૃષ્ટિને પ્રેમ કરે છે, તે વ્યક્તિ ક્યારેય અત્યાચારી અન્યાયી હિંસા આચરી ન શકે. અલ્લાહ પ્રત્યેની સાચી મોહબ્બત ફક્ત અને ફક્ત તેની રચેલી સૃષ્ટિ તરફ દયા–ભાવ અને કરુણા તથા કૃપાદષ્ટિ અને ક્ષમા જેવા ગુણો ધરાવીને જ પ્રાપ્ત કરી શકાય છે. નૈતિકતાનો આ પ્રમાણેનો નમૂનો અલ્લાહ તઆલાએ કુર્આનમાં ઘણે ઠેકાણે વર્ણવ્યો છે. કુર્આનની નીચેની આયતોમાં તેને સ્પષ્ટ રીતે જોઈ શકાય છે.

"અને જેઓ તમારામાં (દીનની રૂએ) મહાન દરજાવાળા અને ગુંજાઈશવાળા છે, તેઓ (પોતાના) કુટુંબીઓ તેમજ મોહતાજોને તથા અલ્લાહની રાહમાં હિજરત કરનારાઓને (માલી મદદ)ન આપવાની સોગંદ ન ખાવી જોઈએ. અને તેઓએ માફ અને દરગુજર કરવું જોઈએ. શું તમે એવું ચાહતા નથી કે અલ્લાહ તમારા કસૂરો માફ કરે અને બેશક, અલ્લાહ ઘણો બખ્શનાર, મહા દયાળુ છે."

(કુર્આન–સૂરએ નૂર : ૨૨)

"....જેમણે (હિજરત કરનારાઓને) પોતાને ત્યાં રહેવાની જગ્યા આપી અને તેમની મદદ કરી તેઓ જ ઈમાનનો પૂરો હક અદા કરનાર છે; તેઓ માટે (અલ્લાહને ત્યાં) બખ્શિશ અને માનભરી રોઝી છે."

(કુર્આન–સૂરએ અન્ફાલ : ૭૪)

"અને તમે અલ્લાહની બંદગી કરો અને (કોઈ પણ બાબતમાં) કોઈને તેનો શરીક ન ઠેરવો અને માતાપિતા સાથે સદ્વર્તન રાખો તેમજ સગાંઓ સાથે અને યતીમો તથા ગરીબો સાથે અને સગાઈવાળા પાડોશી તેમજ અન્ય પાડોશી સાથે અને સહવાસી મિત્રો તથા મુસાફિર સાથે અને જેના તમે માલિક છો તેની સાથે પણ (સદ્વર્તન રાખો). બેશક, અલ્લાહ એવા દરેક ગર્વિષ્ઠ મિથ્યાભિમાનીને પસંદ કરતો નથી."

(કુર્આન–સૂરએ નિસાઅ્ : ૩૬)

"ઝકાત તો માત્ર ગરીબો અને મોહતાજો તેમજ ઝકાતના કામે જનારાઓનો હક છે અને તે લોકોનો જેમનું દિલ

*લોભાવવું છે તથા ગરદનો છોડાવવામાં અને કર્ઝદારોના કર્ઝ(અદા કરવા)માં તથા અલ્લાહના માર્ગમાં અને મુસાફિરો –(ની મદદ)માં (પણ એ માલ ખર્ચ કરવો જોઈએ.) આ હુકમ અલ્લાહના તરફથી મુકર્રર કરેલો છે અને અલ્લાહ બહુ જાણનાર (અને) હિકમતવાળો છે."*

*(કુર્આન–સૂરએ તવબહ : ૬૦)*

## ધર્મના નામે હિંસા આચરનાર આંતકવાદીઓનો અસલી ચહેરો :

જેમકે આપણે આગળ ઉપર જોઈ ગયા ઈસ્લામ દરેક પ્રકારના આતંકવાદનો અસ્વિકાર કરે છે બલ્કે, દરેક પ્રકારની અન્યાયી હિંસા અને અન્યાયી જુલ્મ અને અન્યાયી અત્યાચારના મુકાબલામાં ઉભા થવાની હાકલ કરે છે. એટલે તેની શક્યતા જ નથી કે કોઈ સાચો મુસ્લિમ અત્યાચાર અને હિંસાનો માર્ગ અપનાવે. કારણ કે, મુસલમાનોને પૃથ્વી ઉપર ફસાદ ફેલાવનાર તત્ત્વોને જેર કરીને પૃથ્વી ઉપર શાંતિ અને સલામતિનું વાતાવરણ ઉભું કરવાની જવાબદારી આપવામાં આવી છે.

મોટા ભાગે ધર્મના નામ ઉપર ઉભા થયેલા સંગઠનો જો અન્યાયી હિંસા અને અત્યાચાર તથા જુલ્મ – જબરદસ્તીની પદ્ધતિ અપનાવતા હોય, નિર્દોષોનું લોહી વહાવતા હોય તો તેમને જે તે ધર્મ સાથે કોઈ લેવા–દેવા હોતી નથી. જેમકે નીચેના દાખલાઓ જોઈએ.

## ઈસાઈ ધર્મના નામે ઉભા થનારા આક્રમણકારીઓ, ક્રુજેડર્સ.

ક્રુજેડર્સ (કહેવાતા ઈસાઈ ધર્મયોદ્ધાઓ)નો સમય ઈસાઈ ધર્મના કાળો ઈતિહાસ છે, આ લોકો શાંતિપ્રિય ગણાતા ઈસાઈ ધર્મના નામ

ઉપર ઉભા થયા, પરંતુ સત્તા અને પ્રદેશની લાલચ – ભૂખ સંતોષવા અત્યાચારો અને જુલ્મ તથા આક્રમણોની એવી હારમાળાઓ રચી દીધી કે, તેમના માટે આતંકવાદી શબ્દ પણ નાનો અને વામણો લાગે.

ક્રુજેડર્સ યુરોપના ઈસાઈઓ હતા, જેઓએ અગિયારમી સદીમાં મુસ્લિમો પાસેથી પેલેસ્ટાઈનની પવિત્ર ભૂમિ ઉપર કબ્જો કર્યો. તેમણે પોતાનો સ્વાર્થી હેતુ સિદ્ધ કરવા ઈસાઈ ધર્મના નામનો ઉપયોગ કર્યો. જ્યારે તેઓ યુરોપથી પેલેસ્ટાઈન જીતવા નીકળ્યા ત્યારે માર્ગમાં આવતા હજારો ગામો ઉજ્જડ અને વેરાન કર્યા, લાખો એકર જમીન બરબાદ કરી, નિર્દોષોનું લોહી વહાવી લૂટમાર આદરી અને પેલેસ્ટાઈન કે જ્યાં ઈસાઈઓ, મુસ્લિમો અને યહૂદીઓ ત્રણેય ધર્મના લોકો શાંતિ અને સલામતી સાથે રહેતા હતા, ત્યાં લોહીની નદીઓ વહાવી દીધી. તેમણે પેલેસ્ટાઈનમાં યહૂદીઓ અને મુસ્લિમોના સામુહિક હત્યાકાંડો આચરી ક્રુર હત્યાકાંડો આચર્યા.

ઈતિહાસકારોના શબ્દોમાં કહીએ તો તેમણે જ્યાં પણ મુસલમાન અથવા યહૂદી ઓરત કે પુરુષને જોયા તેમની હત્યા કરી નાંખી. ક્રુજેડર્સએ પોતાના ચોથા ક્રુજેડ સમયે કોન્સ્ટટીનોપલ (ઈસ્તંમ્બુલ) શહેરને પોતાના અમાનુષી અત્યાચારનો ભોગ બનાવ્યું, તેમણે ચર્ચોમાં પણ લૂંટ ચલાવી અને ચર્ચોમાંથી પણ સોના–ચાંદી લૂંટીને લઈ ગયા. જેમ કે અમુક હિંદુ શાસકો પણ ધર્મના નામે આગળ આવ્યા અને વિવિધ શહેરો લૂટીને તેમના શાસનને મજબૂત કર્યુ.

ઈસાઈઓ એમના ધર્મને શાંતિનો સંદેશ કહે છે. મેથ્યુની બાઈબલમાં ૫ : ૪૪ જીસસ પોતાના અનુયાયીઓને આદેશ આપે છે, “તમારા દુશ્મનને પ્રેમ કરો અને તમારા ઉપર જેમણે અત્યાચાર કર્યા છે તેમના માટે પ્રાર્થના કરો.”

લૂકની ગોસ્પેલ પ્રમાણે જીસસ પોતાના અનુયાયીને કહે છે, “જો

કોઈ તમારા એક ગાલ ઉપર થપ્પડ મારે તો તેને બીજો ગાલ ધરી દો." (લૂક ૬ : ૨૯)

આખી બાઈબલ ઉઠાવીને જોઈ લો ક્યાંય ક્રુજેડર્સે અચરેલી હિંસાને ઈસાઈ ધર્મ માન્યતા પ્રદાન કરતો નથી. આમ છતાં ક્રુજેડર્સે આતંકવાદ ફેલાવી નિર્દોષ લોકોનું લોહી વહાવ્યું. આમ, ધર્મના નામે હિંસા આચરનાર ક્રિશ્ચિયન આતંકવાદીઓને ક્રિશ્ચિયાનિટી સાથે સ્નાન સુતકનો પણ સંબંધ ન હતો. જો ઈસાઈયત શાંતિનો ધર્મ છે તો આ ધર્મના નામ ઉપર હિંસા આચરનાર ક્રુજેડર્સનો ઈતિહાસ કેમ કાળા અક્ષરે લખાયેલો છે ? એનો અર્થ એ થયો કે તેઓ ક્રિશ્ચિયન આતંકવાદીઓ હતા અને મૂળ ક્રિશ્ચિયાનિટી સાથે કોઈ સંબંધ ન હતો. તેઓ જાહિલ અને અજ્ઞાની હતા, જેમણે ધર્મના નામે અનેક નિર્દોષ નાગરિકોને રહેંસી નાંખ્યા, અનેક શહેર ઉજ્જડ કર્યા, સેંકડો સામુહિક હત્યાકાંડો કર્યા અને તે છતાં ક્રુજેડર્સ આ હિંસાને ઈશ્વરીય ઈચ્છા કહેતા રહ્યા. એનો મતલબ એ નથી કે સાચો ઈસાઈ ધર્મ ક્રુજેડર્સની અન્યાયી હિંસાને માન્યતા પ્રદાન કરે છે !

અત્રે એ વાતનો ઉલ્લેખ કરવો જરૂરી છે કે પૂર્વના દેશોના ક્રિશ્ચિયનો જેને "બાઝીન્ટાઈન" કહેવામાં આવે છે. તેઓની સંસ્કૃતિ યુરોપના ક્રિશ્ચિયનો કરતાં તદન જુદા પ્રકારની હતી. પૂર્વીય ક્રિશ્ચિયનો માનવીય મૂલ્યોને વધારે માનતા હતા અને ઓર્થોડોક્સ ક્રિશ્ચિયનો મુસલમાનો સાથે હળીમળીને રહેતા હતા. પેરીજોન્સ બીબીસીના ડાયરેક્ટરના કહેવા પ્રમાણે મધ્ય પૂર્વમાંથી ક્રુજેડર્સના ચાલ્યા ગયા પછી ફરી એકવાર શાંતિ અને સલામતીનું વાતાવરણ વિકાસ પામવા લાગ્યું અને ઈસાઈ, યહૂદી અને મુસ્લિમ ત્રણેવ ધર્મના લોકો સાથે હળીમળીને રહેવા લાગ્યા.

આ દાખલાઓ આપવાનો હેતુ એ છે કે આ ક્રુજેડર્સને

ક્રિશ્ચિયાનિટી સાથે કોઈ લેવા–દેવા ન હતી પરંતુ તેમણે ધર્મના નામે ક્રિશ્ચિયન આતંકવાદ ફેલાવ્યો. આ પ્રમાણે કેટલીક એવી ચળવળો જેઓ આતંકવાદનો માર્ગ અપનાવે કરે છે, તે બધા જ સંગઠનો ધિક્કારને પાત્ર છે અને સમાજ વિરોધી છે. જેમકે, કંબોડિયાના "રેડ ખમેર" અને આવા તો કંઈ અસંખ્ય આતંકવાદી અને માફિયા ગૃપો જે પોતાનો હેતુ સિદ્ધ કરવા ધર્મના નામનો આશરો લે છે.

આતંકવાદીઓનો એકમાત્ર હેતુ સમાજમાં હિંસા અને અશાંતિ તથા અરાજકતા ઉભી કરવાનો હોય છે અને તે દ્વારા પોતાના હેતુને સિદ્ધ કરતા હોય છે. તેઓ દરેક પ્રકારના નૈતિક મૂલ્યોને અને માનવીય મૂલ્યોનું સન્માન કરતા નથી. રાત–દિવસ તેમની એક જ નેમ હોય છે, દયાહિન તોડફોડ.

આતંકવાદીની માનસિકતા પોતાને તથા પોતાના આસપાસના સમાજને નુકશાન પહોંચાડવાની હોય છે. તેઓ ખૂબ જ કઠોર અને પથ્થરદિલ હોય છે. લાગણી, ભાવના, પ્રેમ, દયા, કરુણા, દોસ્તી, પ્યાર, આભાર, સગાઈ, સંબંધો, સહિષ્ણુતા વગેરે જેવા ગુણો તેમનામાં લેશમાત્ર પણ જોવા મળતા નથી.

## આતંકવાદીઓની સામુહિક માનસિકતા :

ક્યારેક કોઈ હેતુ માટે લડતા આતંકવાદીઓ માસ હિસ્ટીરીયા અને માસ પેનીક જન્માવે છે. આ માસ હિસ્ટીરીયાનો ભોગ બનેલ આતંકવાદીઓ એ કોઈ ધંધાદારી કે સ્વભાવે આતંકવાદી હોતા નથી, પરંતુ આતંકવાદીઓના પ્રોપેગંડાઓથી પ્રભાવિત થઈને એક આખો સમાજ તેમની હિમાયતમાં ઉભો થઈ જાય છે. પરિણામે જિનોસાઈડ જેવી ઘટનાઓ જન્મ લે છે. ઘણા દેશોમાં આવી ઘટનાઓ બની ચૂકી છે. અમુક અજ્ઞાની અને અભણ લોકો માસ હિસ્ટીરીયાના ભોગ બની લાગણીમાં વહી જઈ પોતે શું કરી રહ્યા છે તેના ભાન વગર

આતંકવાદીઓના સ્લોગનોને અપનાવી નિર્દોષ વ્યક્તિઓના હત્યારા બની પોતાના હાથ લોહીથી રંગે છે અને અમાનવીય કૃત્યો કરતા ખચકાતા નથી. આમ, કોઈ વ્યક્તિ સ્વભાવે શાંત હોય, ડાહ્યો હોય પરંતુ માસ હિસ્ટીરીયાનો ભોગ બનવાથી આતંકવાદીઓના સંગઠનમાં કામચલાઉ ધોરણે શામેલ થઈ જાય છે. નિર્દોષોને રંજાડવાનું કોઈ ચોક્કસ કારણ પણ નથી હોતું બલ્કે, તેઓ આતંકનો સહારો પોતાની ઈચ્છા અને આત્મના અવાજના વિરૂદ્ધમાં લેતા હોય છે કારણ કે, તેઓ ઘેટાવર્ણ બની જઈ પોતાના જાતિ અથવા ધર્મના નામે ઉભા થયેલા આતંકવાદીઓના હેતુને પૂર્ણ કરવામાં સક્રિય રીતે મદદરૂપ બને છે અને ઉશ્કેરણીનો ભોગ બની પોતાના ડહાપણની મર્યાદા ઓળંગી કાયદાઓનું ઉલ્લંઘન કરે છે. ૨૦૦૨માં ગુજરાતમાં આવું જ કંઈક બન્યું હતું.

કુર્આન શરીફ મુસલમાનોને આવા માસ હિસ્ટીરીયાનો ભોગ બનવાની ચોખ્ખા શબ્દોમાં મનાઈ કરે છે. કુર્આનમાં છે.

> *“અને જે વાતની આપને ખબર ન હોય તેની પાછળ ન પડો, (કારણ કે) બેશક, કાન અને આંખ તથા દિલ એ સૌની (કયામતમાં) તેના (કામો) વિશે પૂછ થશે.”*
>
> *(કુર્આન–સૂરએ ઈસ્રાઈલ: ૩૬)*

## ત્રાસવાદનો એક મુખ્ય સ્ત્રોત : અસહિષ્ણુ કટ્ટરવાદ

એક દાખલો આ બાબત સમજવામાં મદદરૂપ થાય એમ છે. કહેવાતો ઈસ્લામિક આતંકવાદ આજે આંતરરાષ્ટ્રીય કક્ષાએ દુનિયાની સરકારોના મુખ્ય એજંડાઓ ઉપર છે. કારણ કે વૈશ્વિક સત્તાઓને ખૂંચતા આ અમુક આતંકવાદીઓ મુસલમાન છે, ઉપરથી તેઓ

ઈસ્લામનું નામ પણ ખુબ વાપરે છે. કહેવાય છે કે દુનિયામાં કેટલાક લોકો અને બલ્કે સરકારો તેમને સમર્થન આપે છે. પરંતુ આવી જ બાબતો અન્ય આતંકવાદી સંગઠનો અને લોકો–દેશો બાબતે પણ કહી શકાય છે.

પરંતુ જો ઘટનાના ઊંડાણમાં જઈએ અને તલસ્પર્શી તપાસ કરીએ તો તો આવા સશસ્ત્ર આંદોલનકારીઓને કેટલાક હિતસાધક તત્ત્વો અને સરકારો  પોતાના હાથા અને હથિયાર તરીકે કરે છે.

જેમ કે, અમેરિકા સામે વિયેટનામના યુદ્ધ સમયે ચીને વિયેટનામી રાષ્ટ્રવાદ નામે ત્યાંના કોમ્યુનિસ્ટ સંગઠનોને અમેરિકા સામે યુદ્ધમાં પાછલા બારણે ખૂબ મદદ કરી હતી અને પોતાના શત્રુ એવા અમેરિકા સામે આ વિયેટનામીઓનો હાથો અને હથિયાર તરીકે ઉપયોગ કરીને પોતાનો રાજકીય હેતુ સિદ્ધ કર્યો હતો.

એવી જ રીતે અફઘાનિસ્તાનમાં રશિયા સામે અમેરિકાએ ત્યાંના મુજાહિદોને ટ્રેનિંગ, નાણા અને હથિયારોથી લઈ દરેક પ્રકારની મદદ કરી હતી અને પોતાના કટ્ટર શત્રુ અને હરીફ એવા રશિયા સામે પ્રોક્ષી વોર અફઘાનિસ્તાનના મુસ્લિમ મુજાહિદોને સાથ આપીને ચલાવી હતી.

તાજુબની વાત એ છે કે ગઈ કાલના સ્વાતંત્ર્ય સૈનિકોને જાણે તેમનો દેશ સોંપવાની વાત આવી ત્યારે આતંકવાદી બની ગયા, કેમ ? ફકત એટલા માટે કે તેઓ મુસલમાન હતા, અને ચુસ્ત પણ. દુનિયા જાણે છે ત્યાર પછી અફઘાનિસ્તાનમાં શું થયું ! આમ, કેટલીક વિશ્વની મહાસત્તાઓ અને તેમના સાથી દેશો અથવા પ્રાદેશિક સરકારો ક્યારેક પોતાના રાજકીય હેતુઓની પૂર્તિ માટે કેટલાક લોકોનો ઉપયોગ કરીને તેમનો રાજકીય હેતુ સાચવવાનો પ્રયત્ન કરે છે અને તે સમયે આવા યોદ્ધાઓ તેમના માટે ફ્રિડમ ફાઈટર કે સ્વતંત્ર સેનાનીઓ અથવા શહીદો કહેવાય છે. પરંતુ પોતાનો હેતુ સિદ્ધ થયા પછી તે જ સંગઠનો

વિશેની વ્યાખ્યા રાતોરાત બદલાય જાય છે અને તેઓ આતંકવાદી, માનવતા વિરોધી, ક્રુર અને બર્બરના લેબલોથી નવાજવામાં આવે છે. બલ્કે, તેમની સામે આંતરરાષ્ટ્રીય મિડીયાના પ્રોપેગંડાથી લઈ તેમના વિરૂદ્ધ યુદ્ધ અને આક્રમણ જાહેર કરવામાં આવે છે. અલ્લાહ તઆલા મુસલમાનોને આવા સ્થાપિત હિતોના અને મહાશક્તિઓના કે અન્ય સરકારોના હાથા બનવાથી, તેમના હેતુઓને તથા તેમના હિતોની રક્ષા કરવા, તેમજ તેમના હાથા બનવાની સંપૂર્ણ મનાઈ ફરમાવે છે. કુર્આનમાં છે,

*"અને નેકી તથા બદી સરખી હોતી નથી. (માટે બુરાઈના) જવાબમાં આપ એવી વાત કહો કે જે તેનાથી બેહતર હોય, પછી આપ જોશો કે જે માણસ સાથે તમારી દુશ્મનાવટ હતી તે (એવો થઈ જશે કે) જાણે પાકો મિત્ર છે."*

*(કુર્આન–સૂરએ હા–મીમ સિજદહ: ૩૪)*

*"...અને જે લોકોએ તમને ઈઝઝતવાળી મસ્જિદ (કઅ્બહ)થી રોકયા હતા તેની દુશ્મની તમને (શરીઅતની) હદથી વધી જવા ઉશ્કેરે નહિ અને આપસમાં નેક કાર્ય તથા પરહેઝગારી પર મદદ કરતા રહો અને પાપ તથા ઝુલ્મના કાર્યમાં (કોઈની) મદદ ન કરો અને અલ્લાહથી ડરતા રહો. બેશક, (હુકમો વિરુદ્ધ કરનારને) અલ્લાહ સખત શિક્ષા કરનાર છે."*

*(કુર્આન–સૂરએ માઈદહ ૨)*

ઉપરોક્ત આયતોથી સાબિત થાય છે કે દુશ્મન દેશમાં બધા જ નાગરિકોને પોતાના દુશ્મન ગણીને સામાન્ય નિર્દોષ નાગરિકોને હત્યાનો ભોગ બનાવવા કોઈ રીતે ઉચિત નથી. દુનિયાની ઘણી સરકારો બીજા દેશમાં જે તે સરકારોના વિરોધીઓને સાથ–સહકાર આપી,

નાણા અને હથિયારો આપી તે દેશની શાંતિમાં પલિતો ચાંપે છે તે પણ કોઈપણ રીતે યોગ્ય નથી. રાજકીય આતંકવાદ આને જ કહેવામાં આવે છે. ઈસ્લામ આવા રાજકીય આતંકવાદનો પણ કટ્ટર વિરોધી છે.

## આતંકવાદનું મૂળ

આતંકવાદનું મૂળ ૧૯મી સદીના સંસ્થાનવાદી યુરોપીય શકિતઓની વિસ્તારવાદી પ્રવૃતિઓ છે. જેના દ્વારા તેઓ દુનિયાના મોટા ભાગના ગરીબ દેશો ઉપર પોતાની સત્તા થોપી દેવાનો ઈરાદો રાખત હતા.

આ સંસ્થાનવાદી શક્તિઓના ભોગ બનેલા દેશોનો ઈતિહાસ ઉઠાવીને જોઈ લ્યો, તો જોવા મળશે કે જે ક્રિશ્ચિયાનિટીએ પોતાને પ્રેમનો સંદેશ કહ્યો છે તે ધર્મના અનુયાયીઓ અમાનવીય કુર હિંસા અને અત્યાચારનો ઉપયોગ કરી દુનિયાની મોટા ભાગની પ્રજા અને દેશોને પોતાના કુર પંજા હેઠળ કચડીને તેમને ગુલામ બનાવીને લોકો ઉપર અન્યાયી રાજ કર્યું છે. તેમની માલ–અ મિલ્કતો લૂંટી છે, તેમની ઈજ્જત–આબરૂ લુંટી છે. જે તે દેશના કુદરતી સ્ત્રોતોને પોતાના દેશમાં ઘસડી ગયા છે અને જ્યારે સ્થાનિક કક્ષાએ આવા જુલ્મી શાસકો વિરૂદ્ધ બળવો થયો તો તેમને જે રીતે આજે કેટલાક સાચા અને પોતાના હક માટે લડતા લોકોની જેમ આતંકવાદનું લેબલ લગાવી દેવામાં આવ્યું.

ભારતની આઝાદીમાં અંગ્રેજો વિરૂદ્ધ લડનારા ભગતસિંહ કે રાજગુરૂને અંગ્રેજોએ આતંકવાદીઓનું લેબલ લગાવી ફાંસીએ લટકાવી દીધા, પરંતુ આજે તેઓ ભારતના એક–એક નાગરિકની નજરમાં હીરોનું સ્થાન ધરાવે છે અને ભારતીય સંસદના તેમની તસવીર લટકાવવામાં આવે છે. આમ, આતંકવાદની વ્યાખ્યા દરેક ઠેકાણે જુદી જુદી હોઈ શકે છે. એટલે ફક્ત લેબલ લગાવી દેવાથી કોઈ આતંકવાદી બની નથી જતું.

આ જ રીતે ૧૯૬૦–૭૦ના સમયકાળમાં કોમ્યુનિસ્ટ વિચારધારાએ સમગ્ર પશ્ચિમ એશિયાના અને મધ્ય એશિયાના મુસ્લિમ અને ક્રિશ્ચિયન રાષ્ટ્રો ઉપર પોતાની લાલ સેનાના લોખંડી પંજા વડે કબ્જો જમાવી લીધો અને તેમને એક ઝંડા હેઠળ લાવીને સોવિયેટ સંઘની સ્થાપના કરી. નાના–મોટા ૨૦ જેટલા દેશોને ગળી ગયેલા આ કોમ્યુનિસ્ટના ભોરીંગને અફઘાનિસ્તાનનો કાંટો ગળામાં અટક્યો ત્યારે એની આગેકૂચ અટકી. બલકે સાથે જ તેણે પચાવી પાડેલા ઉજેબેકિસ્તાન, તાજેકિસ્તાન, આર્મેનિયા, લિથવાનિયા, એસ્ટોનિયા, જ્યોર્જિયા વગેરે જેવા અનેક દેશોને આઝાદી મળી. પણ એ દરમિયાન આ બધા દેશોએ રશિયાનો જે આતંકવાદ ભોગવ્યો તેની કથની ઘણી કરૂણ અને કઠણ છે, સોવિયત સંઘ તૂટતા સુધી તે અમેરિકાની નજરમાં આતંકનું કેન્દ્ર અને શયતાની શકિતની ધરી હતી. પછી એકદમ જ તે અમેરિકાનું સાથી અને શાતિનું દૂત બની ગયું !

આમ, જો તટસ્થતાથી ઘટનઓની મૂલવણી કરીએ તો કોમ્યુનિસ્ટોના રાજકીય આતંકવાદનો ભોગ બનેલી અફઘાનિસ્તાનની મજબુત ઈરાદાવાળી અને ખડતલ પહાડી પ્રજાએ રશિયાને તોડી–ફોડી નાંખ્યું, તે સમયે રશિયા સામે લડતા અફઘાનિસ્તાનના પઠાણો અને અન્ય જાતિઓ, મુજાહિદો, શહીદો, સાચા યોદ્ધાઓ વગેરે સન્માનજનક ઉપનામોથી પશ્ચિમની દુનિયામાં નવાજમાં આવતા હતા. પરંતુ રાતો–રાત આ વ્યાખ્યાઓ બદલાઈ ગઈ અને હવે આ જ પઠાણો અને પ્રજા આતંકવાદીઓ, ક્રુર, બર્બરનું લેબલ લઈને ફરે છે અને તેમના ઉપર ૨૫ જેટલા દેશોએ પોતાની સેનાઓ મોકલીને, ત્રીસ વર્ષથી યુદ્ધનો માર ઝીલી રહેલ, ગરીબ અન વંચિત દશામાં જીવતી પ્રજા ઉપર આક્રમણ કરી દીધું. આજે પણ વારે તહેવારે સમાચારો સાંભળવા મળે છે કે, ફલાણી શાદીના મંડપમાં મિસાઈલ પડ્યું અને નિર્દોષો મરાયા,

આજે ફલાણી જગ્યાએ બોમ્બ વિસ્ફોટ થયો અને આટલા નિર્દોષ મરાયા. આમ, આ નિર્દોષોનું લોહી વહેતું રહે છે. પછી જ્યારે આ નિર્દોષ લોકો આ રાજકીય આતંકવાદ સામે મોરચો માંડે છે ત્યારે આગળ ઉપર આપણે વર્ણન કરી ગયા તેમ રાજકીય આતંકવાદનો ભોગ બનેલી પ્રજા દ્વારા પ્રતિકાર કરવાને પણ આતંકવાદનું લેબલ લગાવી દેવામાં આવે છે. આમ, મહાશકિતઓએ કરેલ આતંકવાદની વ્યાખ્યા સાચી ન હોઈ શકે. માટે આ ઝ તે સમય છે જ્યારે ખૂબ જ તટસ્થતાથી દરેક બાબત અને દરેક પરિસ્થિતિ અને દરેક ઘટનાને ન્યાયપૂર્ણ અવલોકન કરી નક્કી કરવામાં આવે કે ખરો આતંકવાદી કોણ છે અને જેમના ઉપર આતંકવાદનું લેબલ લગાવવવામાં આવે છે તે ખરા અર્થમાં કોણ છે ?

અત્રે આતંકવાદ કોને કહેવાય તે ઓળખવા માટેની કેટલીક નિશાનીઓ રજુ કરીએ છીએ. જો નીચે પ્રમાણેના કૃત્યો કોઈ પણ ધર્મના લોકો કરતા હોય ભલે તે ઈસાઈ, યહૂદી, મુસલમાન, હિન્દુ, શીખ, બૌદ્ધ કે કોઈ પણ ધર્મ સાથે સંબંધ ધરાવતા હોય, તે આતંકવાદી કૃત્ય કહી શકાય.

– જે વ્યક્તિઓ અથવા સંગઠનો તદન નિર્દોષ લોકોને જેમ કે, બસમાં મુસાફરી કરી રહેલા લોકો, બજારમાં ફરતા લોકો, રેલ્વે સ્ટશન ઉપર કે એરપોર્ટ ઉપર ઉભેલા લોકો પર હુમલો કરી તેમને હિંસાનો ભોગ બનાવે અને તેમની હત્યા કરે તો આ આતંકવાદી કૃત્ય છે. કારણ કે, આવા નિર્દોષ લોકોને એ આતંકવાદીઓ સાથે થયેલ અન્યાય કે તેમની સાથે કરવામાં આવેલ અત્યાચાર સાથે કોઈ લેવા–દેવા હોતી નથી.
– જે વ્યક્તિઓ અથવા સંગઠનો નિર્દોષ, નાના બાળકો અને સ્ત્રીઓનું અપહરણ કરી તેના બદલામાં પોતાની માંગણીઓ

રજુ કરે તે પણ એક પ્રકારનો આતંકવાદ છે. કારણ કે, આ રીતે નાના બાળકો અને સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવાની કોઈપણ સંજોગોમાં ઈસ્લામ કે કોઈપણ ધર્મ માન્યતા આપતો નથી.

– કોઈ પણ ધર્મના પ્રતિકો અને પવિત્ર નામોનો ઉપયોગ પોતાના રાજકીય અથવા અંગત હિતો અને હેતુઓ સિદ્ધ કરવા માટે ઉપયોગ કરવો દા.ત. પોતાના રાજકીય હેતુને અને પોતાની સત્તાને ટકાવી રાખવા માટે જિહાદ જેવા પવિત્ર નામનો ઉપયોગ કરવો, કુર્આન અને સુન્નત પ્રમાણે પોતે આચરેલા નિર્દોષ હત્યાકાંડોને ન્યાયોચિત અને સાચા ઠેરવવાનો પ્રયત્ન કરવો વગેરે પણ આતંકવાદી કૃત્યો છે. જેમ કે અમેરિકા દ્વારા ઈરાક યુદ્ધને નવી ક્રુસેડ જાહેર કરવમાં આવી હતી, પાછળથી જો કે તેણે ભુલ સુધારનો પ્રયત્ન કર્યો, પણ અંતર અરીસો કેટલો ખરડાયેલો છે, તે જાહેર થઈ જ ગયું. આવું જ કંઈ તમિલો એમના ઈલમની સ્થાપના માટે કરે છે, અને રામરાજયની સ્થાપનાના દાવેદારો પણ કંઈક આવું જ કરવાની નેમ ધરાવે છે, સંઘ વારંવાર કહી ચૂકયો છે કે આ દેશમાં અન્યો કોમોને દ્વિતીય કક્ષાના જ ગણવા જોઈએ. વગેરે.....

– સ્થાપિત હિતો અથવા સરકારોના ભાડાના સૈનિકો બની દુશ્મન દેશોમાં ઘુસી જઈ ત્યાં નિર્દોષ લોકોમાં હત્યાકાંડો આચરવા, નિર્દોષ લોકોના માલ–મિલ્કતો, જમીન વગેરે ઉપર લુંટ ચલાવવી વગેરે પણ આતંકવાદ છે.

– રાજકીય આતંકવાદ : આ પ્રકારનો આતંકવાદ ખૂબ જ સંગઠિત અને અતિક્રુર હોય છે. કારણ કે, એમાં કોઈ એક સત્તાધીશ પોતાની સત્તા ટકાવી રાખવા માટે અથવા અન્ય હેતુસર પોતાના વિરોધીઓને કચડી નાંખવા માટે બધી જ સરકારી

એજન્સીઓ અને લશ્કર, પોલીસ વગેરેનો ઉપયોગ તેમને ખતમ કરવા માટે કરે છે, આ રાજકીય આતંકવાદ છે.

વળી, જો કોઈ દેશની સરકાર અન્ય દેશ ઉપર કોઈ યોગ્ય કારણ વગર ફક્ત પોતાનું વર્ચસ્વ સ્થાપિત કરવા અને જે તે દેશ ઉપર સત્તા થોપી દેવા અને ત્યાંના લોકોને પોતાના ગુલામ બનાવી તે દેશના કુદરતી ભંડારોને લુંટવા આક્રમણ કરે છે તો આ પણ એક પ્રકારનો રાજકીય આતંકવાદ છે.

આમ, આતંકવાદની વ્યાખ્યા સમયે સમયે, સ્થળે સ્થળે જુદી જુદી હોય શકે છે પરંતુ અલ્લાહ તઆલા મો'મિનોને આવા આતંકવાદીઓ વિશે ખુલ્લા શબ્દોમાં જણાવે છે,

> *"અને જે લોકો અલ્લાહ (સાથે)ના કરારને તેના પુખ્ત કર્યા પછી તોડે છે અને અલ્લાહે જે (સંબંધો)ને જોડવા ફરમાવ્યું તેને કાપે છે તેમજ દેશમાં ફસાદ મચાવે છે એવા જ લોકો માટે લઅનત છે અને તેઓના માટે તે જહાનમાં ખરાબી છે."*

આમ, હિંસા આચરતા આતંકવાદીઓ જુદા જુદા સ્વરૂપે, જુદા જુદા નામે પોતાના ગુપ્ત એજંડાઓ સિદ્ધ કરવા ક્યારેક સીધે સીધા તો ક્યારેક પરોક્ષ રીતે હિંસા અને હત્યાકાંડોનો સહારો લઈ આતંકવાદ પ્રસરાવે છે. ઈસ્લામ આ બધી જ બાબતોનો સખત વિરોધી છે.

## મુસલમાનો અને દુનિયાની અન્ય કોમોને થોડીક ભલામણ :

(૧) આજે દુનિયાની સમગ્ર કોમો અને સંગઠનો આતંકવાદને ખતમ કરવા મેદાને પડી છે. પરંતુ મીડિયા દ્વારા લોકો માંહે જેને આતંકવાદ કહી બદનામ કરવામાં આવે છે, તે ફક્ત 'ઈસ્લામિક

આતંકવાદ' છે. માટે વાસ્તવિકતા આધારિત એક વાત દરેકે યાદ રાખવી જોઈએ કે ઈસ્લામને આતંકવાદ સાથે કોઈ લેવા–દેવા નથી. જો કોઈ ઈસ્લામનું નામ લઈ ઉપર પ્રમાણેના કૃત્યો આચરે તો તે આતંકવાદ છે, ઈસ્લામ નથી. અમે તેમની ખુલ્લા શબ્દોમાં ટીકા કરીએ છીએ, તેને વખોડીએ છીએ. એટલે મિડીયાના મિત્રોને અમારી વિનંતી છે કે મહેરબાની કરી "ઈસ્લામિક આતંકવાદ" શબ્દનું પ્રયોજન બંધ કરવામાં આવે અને ફક્ત "આતંકવાદી" શબ્દનો ઉપયોગ કરવામાં આવે. ઈસ્લામને આતંકવાદ સાથે જોડીને ગાળો ભાંડવાનું બંધ કરવામાં આવે.

(૨)અન્ય સંગઠનો અને લોકો દ્વારા જે આતંકવાદી કુત્યો આચરવામાં આવે છે તેને પણ મીડિયા કરવેજ પણ એટલી જ ધિકકાર ભરી રીતે કરવામાં આવે, જેમ આજકાલ કહેવાતા ઈસ્લામી આતંકવાદને ભૂંડો ચીતરવામાં આવે છે. તેનાથી આંખો બંધ કરવામાં આવે.

(૩) આજે સ્થાપિત હિતો દ્વારા, સરકારો દ્વારા આવા આતંકવાદી સંગઠનો અને ટેરર ગૃપોને સમર્થન આપવામાં આવે છે. ક્યારેક તકવાદી શક્તિઓ તેમાં ધર્મને ભેળવી દઈ ધર્મને બદનામ કરતા હોય છે અને જે તે ધર્મના બધા જ અનુયાયીઓ પ્રત્યે નફરત અને ધૃણા ફેલાવવા પ્રોપેગંડા કરતા હોય છે અને એક પ્રકારે સમાજનું વિભાજન કરતા હોય છે. આવા તકવાદી સંગઠનો અથવા લોકોને ઓળખીને ભદ્ર સમાજના લોકોએ તેમનો બહિષ્કાર કરવો જોઈએ.

(૪) "ક્લેશ ઓફ સિવીલાઈઝેશન" (સંસ્કૃતિઓનો ટકરાવ) પણ ક્યારેક ઘણી બધી ગેરસમજો ઉત્પન્ન કરતી હોય છે. આ

પરિસ્થિતિ ટાળવા માટે ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓના લોકોએ એકબીજાની સંસ્કૃતિને સમજવા જે તે સંસ્કૃતિના રિત–રિવાજો, ભાષા, બોલ–ચાલ, પહેરવેશ, ખોરાક, તેમનો ઈતિહાસ, ભૂગોળ, ધર્મ વગેરેનો અભ્યાસ કરી એકબીજાથી માહિતગાર રહેવું જોઈએ. વળી, એકબીજાના સામાજિક પ્રસંગોએ જેમકે શાદી, તહેવાર, જન્મ, મરણ વગેરેમાં ભેગા થઈ એકબીજાને શુભેચ્છાઓ પાઠવવાથી એકબીજી કોમ વચ્ચે આત્મીયતા વધશે.

(૫) મુસલમાનોને ખાસ વિનંતી કે, દરેક પરિસ્થિતિમાં ધીરજ, સબર દાખવે. ઈસ્લામના આદેશ પ્રમાણે કુર્આન અને સુન્નત પ્રમાણે પોતાના જીવનમાં ઉચ્ચ અખ્લાકો અને આદર્શોને અપનાવીને અન્ય કોમો માટે પોતાના જીવનને નમૂનો બનાવે. તથા સચ્ચાઈ, કરુણા, દયા, પ્રેમ, લાગણી, હૂંફ, સદવર્તન, બલિદાન, દાન–દક્ષિણા વગેરે જેવા ગુણો જીવનમાં ઉતારીને ફક્ત મુસલમાનોને જ નહિં પરંતુ અન્ય લોકો માટે પણ પોતાના જીવનને નમૂનો બનાવે. આમ કરવાથી મુસલમાનો પ્રત્યેની અન્ય કોમોની ગેરસમજો ચોક્કસ દૂર થશે.

આ કેટલાક સૂચનો છે, આશા રાખું છું કે ઈસ્લામ અને મુસલમાનો પ્રત્યેની મોટા ભાગની શંકાઓનું નિવારણ થશે. ઈન્શાઅલ્લાહ.